"અને તેમની સાથે ઘણીજ સભ્ય શૈલિમાં વાદવિવાદ કરો."

—કુરઆને હુકીમ



# દિવ્ય દૂત

અથવા

# "મુકદ્દસ રસૂલ"

"રંગીલા રસૂલ" અને "વિચિત્ર જીવન"

ના ગંદા અને નાપાક આક્ષેપોનો સભ્ય અને

શિષ્ટ પ્રતિયુત્તર.

અન્જુમને મુસ્લિમીન તરફથી

## આર્ય સમાજના મશહુર પત્ર,

# "આર્ય ધર્મ પ્રકાશ"

## નો અભિપ્રાય.

"મુકદ્દસ રસૂલ" એક પુસ્તકનું નામ છે જે અમૃતસરના પ્રખ્યાત શાસ્ત્રાર્થી મવલવી સનાઉલ્લાહ સાહબે "રંગીલા રસૂલ"ના જવાબમાં લખ્યું છે; હા, તેજ "રગીલા રસૂલ" જેની વિરૂદ્ધ મુસલમાન પંત્રોએ એટલી બધી હોહા કરી મૂકી કે છેવટે સરકારને તેના પ્રસિદ્ધ કર્તા ઉપર કામ ચલાવવું પડયું. મવલવી સાહબેની આ કૃતિનું અમે અંતઃકરણપુર્વક સન્માન કરીએ છીએ. આ છે ધાર્મિક ક્ષેત્રમાં કાબિલિયતનું સત્વ દેખાડવાનો ખરો ઢંગ, આ છે ઇસ્લામને બીજા ધર્મો વિરૂદ્ધ સાચો સાબિત કરવાનો માર્ગ !"

(લાહોર સપ્ટેમ્બર ૧૯૨૪)

"ત્હારા માલિકના માર્ગ પ્રત્યે (જનસમાજ) ને ડહાપણથી
અને શિષ્ટ બોધ વડે બોલાવ, અને તેમની સાથે
સભ્ય શૈલીમાં શાસ્ત્રાર્થ કર."
—કુર્આને હકીમ.

# દિવ્ય દૂત

અથવા

# "મકદ્દસ રસૂલ"

અમૃતસરના મશહુર શાસ્ત્રાર્થી હઝરત મવલાના
મવલવી સનાઉલ્લાહ સાહેબના
"રંગીલા રસૂલ" અને "વિચિત્ર જીવન" ના
અપ્રમાણિક અને અસત્ય આક્ષેપોના શિષ્ટ
અને વિનયપૂર્ણ પ્રતિયુત્તર.

ભાષાન્તરકારઃ—'ગરીબ"

પ્રસિદ્ધ કર્તાઃ—અન્જુમને મુસ્લિમીન
પાટકા બિલ્ડિંગ—પ્હેલો મલો,
ભીંડી બઝાર–ટ્રામ જંકશન,
મુંબઇ.

મુદ્રકઃ-મુન્શી ફત્તેહખાન અહમદખાન "દિલકશ"
"ઇસ્લામ" પ્રેસ, ઇસ્લામપુરા મુંબઈ, ૪.

પ્રસિદ્ધ કર્તા અહમદ હાજી અબદુલ્લાહ.
સેક્રેટરી અન્જુમને મુસ્લિમીન,
પાટકા બિલ્ડિંગ, મુંબઈ, ૯.

પ્રથમાવૃત્તિ પ્રત ૨૦૦૦

# કિંમતી સલાહ.

મીસર મુસલમાનોએ કેવી રીતે ફતેહ કર્યું તે જાણવું હોય-સાથે
સાથે નોવેલની મજાહ ચાખવી હોય તો ખરીદો,

અરમાનુસ. ભાગ. ૧. ૧-૮ અરમાનુસા ભાગ. ૨. ૨-૦

સલ્મુનિયા ઉર્ફે આફતાએ દામસ્ક ૧-૦-૦

લયલાએ દમિશ્ક ૧-૦-૦

શુદ્ધ પ્રેમનો ચિતાર જોવો હોય તો હઝરત હુશેન (ર) ના
વખતની ખરી બનેલી વાર્તા

અરબી અપ્સરા રૂ. ૧-૮-૦
કયદીના કાવ્ય રૂ. ૦-૧૨-૦
રસૂલે ખુદા રૂ. ૦-૬-૦

લખો:—ઇન્સાફ ઓફીસ, ઈસ્લામપુરા મુંબઇ ૪.

---

મા૦ અક્કલબાજખાન આ નવો જમાનો છે નહીં કે જુનો હજી
તમો તો સાવ ગામડીયાજ રહ્યા.

જુવો-આ જમાનામાં ગાંસડા પોટલા ન બંધાય સમજયા ને?
જેવો દેશ એવો વેસ કરવો જોઇએ. આ જમાનામાં બધા ચામડાના
પાકીટો તથા કેનવાસના બીસ્તરા વાપરે છે. માટે તમારે પણ
તેવાજ બેગ તથા બીસ્તરા વાપરવા—

અકકલબાજખાન-પણ મેં એક વખત બેગ લીધી હતી તો
તુરત ફાટી ગઇ એટલે મને હવે નથી ગમતી

અરે! કયાંઇ ચોર બજારમાંથી ઉપાડી આવ્યા હશો, નહીંતર
ફાટી જાય? જુવો હું હંમેશ કાસમાણી બ્રધર્સ પાકીટવાળાને
ત્યાંથીજ બેગો લઉં છું, તમ પણ ત્યાં જજો અને લઇ આવજો.

લો આ એનું ઠેકાણું, સલામલેકુમ,

☞ કાસમાણી બ્રધર્સ પાકીટવાળા.

૮૯, ભાંજીપાલા લેન, મુંબઇ નં. ૩.

# આંખની સંભાલે તથા દરદો માટે વાપરતા.




## લોક પ્રસીદ્ધ

# સાચા મોતીના સુરમાઓ.

આજે મારે ત્યાં ૪૦ વરસ થયા બનતા આવ્યા છે અને જે લોકો મારા બનાવેલા સુરમાઓ વાપરે છે, તેઓ બીજા નકલી બનાવેલ સુરમાઓને કદી પણ હાથ લગાડતા નથી પણ કેટલાક અજાણ્યા લોક ભલતે ઠેકાણે ફસાઇ જઇને, તે સુરમો વાપરી પોતાની આંખને નુકશાન પહોંચાડે છે. તેથી જાહેર પ્રજાને ચેતવણી આપવામાં આવે છે, કે મારા બનેલા સુરમાઓ ફક્ત બે ઠેકાણાં સીવાય ત્રીજે કોઇ પણ ઠેકાણે વચેવા રાખેલા નથી.

ઠેકાણું—ડુંગરી બજાર, મારા રહેવાના મકાનમાં જ્યાં નીચે મારા નામનું પાટીયું મારેલું છે ત્યાં.

**બીજુ ઠેકાણું**—શેઠ મુગજી જેઠાની કાપડ બજારમાં બાહેર રસ્તા ઉપર.

**ખોજા હાસમ મનજી પદમશીની દુકાને,**

**ખોજા મહમદ હાસમ બનાતવાલા.**

# વિખવાદનો સડો.

## પરિસ્થિતિના કેટલાક સ્વરૂપો.

"સત્યાર્થ પ્રકાશ" થી માંડી "રંગીલા રસૂલ" અને "વિચિત્ર જીવન" સુધા અને તેમની વચ્ચેના લાંબા આંતરા દરમિયાન, અમારા સમાજી મિત્રો લાગલાગટ એટલી તો સ્પષ્ટ રીતે વાણી, વિચાર અને વર્તનમાં ત્રાસદાયક અને લડાયક રહયા છે કે જાણે એ ખિતાબો તેમણે પોતાની ખાસ લિયાકત તરીકે પ્રાપ્ત કરી લીધા છે અને હવે એ ભાઇઓની આ દુરાંગ્રહી કુટેવ વિષે મિત્રો કે શત્રુઓમાં બે મત છેજ નહિ. એ કુટેવ સમાજીઓની રગેરગમાં કેટલી હદ સુધી ઓત પ્રોત થઇ ગઇ છે તે દેખાડવા માટે એટલુંજ કહેવું બસ થશે કે 'વિચિત્ર જીવન" અને 'રંગીલા રસૂલ" ગાંધીજીથી માંડી નામદાર જસ્ટિસ દલાલ અને નામદાર જસ્ટિસ કુંવર દિલિપસિંહ સુધી ગયર મુસ્લિમ નિષ્પક્ષી ટીકાકારોની જીભ અને કલમથી ઘટતી રીતે હડધુત થયા છતાં કોઇ સંગઠની કે સમાજી આગેવાન કે અખબાર આ કલમી ગંદગી વિરૂધ હજી કંઇ બોલવા પુરતું સૌજન્ય દેખાડતું નથી એટલુંજ નહિ બલ્કે ઉલ્ટા ઘણાઓ તેને પોષવા અને તેની તરફદારી કરવા પુરતા બેહયા સુદ્ધાં બનવા લાગ્યા છે. એ સજ્જનો માટે સવાલ સત્યનો કે

અસત્યનો નથી. સવાલ મુસલમાનોની સતામણી માત્રની છે જે મોકે કે કમોકે પણ થવીજ જોઇએ અને જે, પ્રમાણિકપણે કે અપ્રમાણિકપણે સત્ય વાટે કે અસત્ય વાટે, પણ થવીજ જોઇએ.

આવી મનોદશા, શીખવાની સુધરવાની કે મત બદલવાની ઉદાર વૃતિ કે ન્યાય વૃતિ દેખાડનારી સઘળી મઅકૂલ હદો કયારનીએ વટાવી ગઇ છે અને એ અંગે કોઇ વાંચનાર રખે સમજી બેસે કે આ પુસ્તક કે તેની પ્રસ્તાવના રૂપે પ્રસિદ્ધ થઇ રહેલો આ નમ્ર લેખ, દવાને અપાત્ર ઠરી ચુકેલા કોઇ પણ દરદી માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. અને ધર્મને નામે છતાં, જેઓ ધાંધલને માટેજ 'ધાંધલ મચાવી રહયા છે, પોતે જે લખે છે તે ખરૂં નથી એ સમજીને જેઓ મુસલમાનોને આઘાતો પહોંચાડી રહયા છે અને જેઓ પોતાની ' અરાષ્ટ્રીય શરારતોનો કોઇ કોઇ વેળા તો જાહિરમાં અને ઘણી વેળા ખાનગીમાં ઇકરાર સુધાં કરી રહયા છે તેમને ઉદ્દેશવાની જુરૂરત પણ છે કે? ઉદાહરણ તરીકે જુઓ કે, જીભના, કલમના અને છરી કે પિસ્તોલના આઘાતો સઘળા સરખા રીતે જનતાના ધિક્કારને પાત્ર છે. બલ્કે છરીના કે પિસ્તોલના અત્યાચારો ઘણાજ સંકોચિત ક્ષેત્રમાં અને જીભ અને કલમના આઘાતો ઘણાજ વિશાળ ક્ષેત્રમાં ત્રાસ ફેલાવે છે એ પણ સ્પષ્ટ છે, છતાં "આપની લાપસી અને અન્યની કુકસી" ઉપર આ મહાશયો પુરો અમલ કરી રહયા છે અને ઉપર કહયું તેમ કોઇ કોઇને વારતું કે વખોડતું નથી એટલુંજ નહિ પરંતુ ઉલ્ટા ઘણાઓ એવી અધમ મૂર્તિયોની પીઠો થાપવા પણ નીકળી

પડે છે! અને જ્યાં કોઇ ધર્મ-ઘેલો મુસલમાન અવળા શુર ઉપર ચઢયો કે નીતિ અને નિયમના આ દુશ્મનોને તેમની વિરૂધ્ધ બધે-બધ કાવત્રાં રચાતાં દેખાય છે! કેવી અધમ દશા! કેવો અવ્યવ્હારૂ સ્વાર્થ! મુસલમાનોનું એ સૌજન્ય છે કે તેઓ છરીના આવા અણઇસ્લામી પરાક્રમોને કદી મચક આપતા નથી અને હરહમેશ ઝાહિર અને સચોટ રીતે વખોડી કાઢે છે અને આર્ય સમાજીઓની આ હઠધર્મી અને બેહયાઇ છે કે તેઓ કલમની આ કાયરતા પ્રત્યે પોતાનો તિરસ્કાર કદી દેખાડતા નથી. છરીની હોય કે કલમની હોય, કાયરતાતો બંનેમાં છે. પણ એની કોઇ ભાગ્યેજ ના પાડશે કે કલમની કાયરતા વધુ હાનીકારક વધુ, ત્રાસદાયક અને વધુ વિશાળ છે, અને એ પણ યાદ રાખવા જેવું છે કે છરીની કાયરતા તેનીજ ચળવળના પરિણામ રૂપ અને તેનાજ નોંત્રેલા અથિતિ રૂપ છે. તે જનેતા છે અને આ, પુત્રી

ખયર, ટુંકમાં જેમની ઉપર શ્રમનાં શ્વાસ અને શ્વાસનાં શ્રમ વેરવા વ્યર્થ છે તેમની ઉપર તે વેરવાનો અહિં મુદ્દલ આશય પણ નથી. એ સજ્જનો સાહસના હઠના કે 'ધર્માંધ'પણાના શૂરાતનમાં અને ઇર્ષાની, નિરાશાની કે આવેશની કળતરમાં ફાવે તે કરી સકે છે. મુસ્લિમ સંસકારની ફુલ-વાડીની વસંત આવા કોઇ પણ વંટોળના તુફાનથી કરમાઇ નહિ જવા પુરતી સ્થાયી છે અને મુસ્લિમ સમાજના દીની આત્માની જ્યોત દુન્યાની કોઇ પણ સમાજની ગમે તેટલી ફુંકોથી મંદ નહિ પડવા પુરતી તેજીત પણ છે અને હોલવાઇ નહિ જવા પુરતી લાહયવંતી પણ છે. થશે,

તો કંઇ એજ થશે કે મુસલમાનોની સામાજિક ઉંઘતાઇ અં ધાર્મિક નિદ્રા ખંખેરાઇ જશે અને તેઓ આળસ મરડી કાગે વળગશે. આર્યસમાજીઓ-જ્યાં સુધી મુસલમાનોનેજ માત્ર લાગે વળગે છે ત્યાં સુધી-ભલે ચાલવા દે.

પરંતુ આ લડાયક ત્રાસના આ બેલગામ વેરઝેરના બાણે એકલા મુસલમાનોનેજ તાકતા નથી. અહિં સઘળું દાવાનળ અને કોલાહલ ધર્મને નામે સળગ્યું છે અને ભજવાઇ રહ્યું છે અને એ હરકોઇ કબુલે છે કે તે, દેશના લાભોને ભોગે સહેવાઇ રહ્યું છે ધર્મનો ઉદ્ધાર થતોજ હોય કે થવાની આશા પણ આપતો હોય તો દેશ આખાની શાન્તિને, તેના ભાવિને, તેની એક તૃતિયાંશ વસ્તી એટલે આઠ કરોડ મુસલમાનોને ભલે તેની ઉપર કુરબાન કરી દેવાનો સાહસ ખેડવામાં અને સહી લેવામાં આવે પણ શું તેમ થઈ સકશે? શું તેમ થવાના સ્હેજ પણ ચિહ્નો દેખાય છે? જે કરોડો દેશજનના ધન અને શ્રમનો, જેમની લાગણી અને શકિતનો સહકાર પ્રજાકીય બાથંબાથના આજના કુરૂ ક્ષેત્રમાં દેશના પાંચ છ લાખ આર્ય સમાજીઓ ઘણી કાકલુદી ભરી રીતે નોતરી રહ્યા છે તેમણે સ્થિતિ ઉપર ગંભીર વિચાર કરવાનો છે. "પુત્ર લેવા જતી સ્ત્રી પતિ નહિ ખોઇ બેસે"ની કહેવતમાં કથાયલી શિખા, કે-

ન ખુદાહી મિલા, ન વિસાલે સનમ,
ન ઇધરકે રહે, ન ઉધરકે રહે!

વાળી ઉર્દુ શાઇરે કળેલી ગત તેમની ન થાય, આપણી ન થાય અને કોઈ પણ મદારી ધર્મને બહાને દેશનું સત્યાનાશ વાળી

ન નાખે તે, મોડું થઇ જતાં પેહલા અને બાઝી હાથથી ચૂકી જતાં આગમચ જોવાની હિન્દના એકેએક હિત ચિંતકની ફર્ઝ છે. ચાલુ દુર્દશાના વાતાવરણમાં આશાનું એક કિરણ એ છે કે ઘણાઓ એ જોઇ રહ્યા છે. જો કે તેઓ જોવા છતાં પોતાના મુંગા શેકથી વ્યાધિનો વિસ્તાર વધારી રહયા છે, એ ઓછું શોચનીય નથી. તેમને ઇકબાલની હૃદય સ્પર્શી પંકતિયોની યાદ આપવી અસ્થાને નહિં લેખાય :—

વતનકી ફિક્ર કર, નાદાં! મુસીબત આનેવાલી હય;
તિરી બરબાદીઓંકે મશવિરે હુંય આસમાનોમેં!
યે ખામોશી કહાંતક? લઝતે ફર્યાદ પયદા કર;
ઝમીંપર તૂં હો, અવર તેરી સદા હો આસમાનોમેં.
મઝા દેતા નહીં કુછ સૂરતે ગુલ, સદઝબાં હોના;
ઝબાં જબ એકભી ગોયા ન હો, ઇનકી ઝબાનોમેં!
હવા પયકારકી આખિર ઉજાળેગી ગુલિસ્તાંકો;
ખુદા રખ્ખે! યે હય અપને પુરાને મિહરબાનોમેં!
ન સમજહોગે તો મિટ જાઓગે, અય હિન્દોસ્તાંવાલો!
તુમ્હારી દાસ્તાં તકભી ન હોગી, દાસ્તાનોંમેં!

વળી અનુભવે એવા પણ ઘણાઓ દેખાડયા છે જેમણે ધર્મની વેદી ઉપર બુધ્ધિને હજી લગી કુરબાન કરી દીધી નથી અને જેઓ વ્યવહારની વાતો અને દલીલના વાદોને હજી પણ સાંભળી અને સાંખી સકે છે. અમારી વિનંતિયો આ બે વર્ગનેજ ઉદેશે છે અને ઉપલા મથાળા હેઠળ પ્રસિધ્ધ થતા આ પ્રસ્તાવના તેમજ હઝરત

મવલાના સનાઉલ્લાહ સાહબનો "રંગીલા રસૂલ" તથા "વિચિત્ર જીવન"નો "મુકદ્દસ રસૂલ" ને નામે તે સાથે પ્રસિદ્ધ થતો આ પ્રતિયુત્તર પણ એ બે વર્ગનીજ સેવામાં છે. હિન્દી પ્રજાના આ આત્મઘાતક પાણીપતના કેટલાક સ્વરૂપોનું પ્રથકકરણ આ લખનારે અહિં એજ હેતુથી કરવાની કોશિશ કરી છે કે વસ્તુસ્થિતિ સમજી શકવામાં કેટલાક એવા દેશબંધુઓને તે મદદરૂપ થઇ પડે. આ આકરા વાતાવરણને, ન કરે, ખુદા કે આ લેખનો એક શબ્દ પણ વધુ આકરૂં બનાવવાનું કારણભુત થાય. ચર્ચા જગાડવાનો અહીં સ્વપ્ને પણ વિચાર નથી અને ખરેખર લાગણી છંછેડવાની નેમ પણ મુદ્દલ નથીજ. હઝરત મવલાના સાહબનો જવાબ કુરઆની શિક્ષણ અને પયગમ્બરી વર્તનનો એક સુંદર આદર્શ છે અને તેના ભાષાન્તરની પ્રસ્તાવનામાં એ આદર્શનું એક વફાદાર અનુકરણ મ્હારાથી નહી થઇ શકયું હોય તો હું મ્હારી ઝાતને ખરેખર ભાગ્ય હીણજ લેખીશ.

---

અર્ધા સૈકા ઉપર વૈદિક ધર્મનો જીર્ણોદ્ધાર અને હિન્દુસમાજનો પુનરોધ્ધાર કરવાની આડમાં સ્વામી દયાનંદજીએ બળવો હિન્દમાં પ્રચલિત એકે એક ન્હાના મ્હોટા ધર્મ વિરૂદ્ધ પોકાર્યો હતો, તે જો કે તેમના અવસાન પછી સનાતનીઓ અને મુસલમાનો સિવાય અન્યો વિરૂધ્ધં લગભગ તરતજ, કોણ જાણે શા માટે તેમના અનુયાયીઓએ શમાવી દીધો હતો અને સનાતનીઓ અને મુસલમાનો વિરૂધ્ધજ ઘણીજ ત્રાસદાયક રીતે ચાલુ રાખવામાં આવ્યો હતો. પચાસ વર્ષના અનુભવ પછી હમણા હમણા સમાજી સેના-

પતિયોએ યુદ્ધની બાજીએ અને કાર્યાક્રમની ગતિયો એકવાર વળી પાછી ફેરવી છે, અને તેઓ સનાતન ધર્મની તેમનાથી સંખ્યામાં કરોડો સરસ, જ્ઞાન ધન અને વ્યવસ્થામાં, પ્રમાણ કે ગણત્રીની કશી પણ હદ વિના ઉંચા દળ સ્હામેથી એકદમ અને એકાએક "રિટાયર" થયા છે સનાતનીઓ સ્હામે સમાજીઓ આ પચાસ વર્ષની હોંસાતોંસીમાં પોતે હાર્યા છે એમ કબુલ કરી સકતા નથી અને જીત્યા છે એમ દઅવો કરી સકતા નથી. એટલુંજ નહિ પણ ગઇ કાલના પોતાના આવેરીઓ, આ નાસ્તિકો, * આ મૂર્તિપૂજકો, આ પુનર્લગ્નના, વિધવા વિવાહના, અત્યંજોદ્ધારના, બાળલગ્નના વિરોધીઓ, વૈદિક સંસ્કારના આ કટ્ટા શત્રુઓં સાથે તેઓ સહકાર શોધવા અને સાધવા પણ મથી રહ્યા છે! કાળની

* હમણાં થોડાજ દિવસ ઉપર મુંબઇના સર કાવસજી જહાંગીર હોલમાં જાણીતા જૈન મુનિશ્રી વિદ્યાવિજયજીએ આર્ય સમાજી દૃષ્ટી બિન્દુમાં આ નહિ કળી સકાય એવા પરિવર્તન ઉપર પોતાના એક વિદ્વતાભર્યા ભાષણમાં ઘણોજ હૃદય દ્રાવક અને દાજભર્યો ઇશારો કર્યો હતો. આર્યસમાજની આંખમાં ગઇ કાલ સુધી દુન્યા સઘળી-અને તેમાં સનાતનીઓ અને જૈનો વિશેષ કરીને–નાસ્તિક હતી, સનાતનીઓ જૈનો બૌધ્ધ ધર્મીઓ મુસલમાનો ક્રિસ્તિઓ યહુદીઓ શીખો સઘળા અધમ અને અધર્મી હતા, અને માત્ર એક આર્ય સમાજીઓજ આસ્તિક અને ધર્મિષ્ઠ હતા! આ દૃષ્ટીકોણ એકાએક શા માટે ફેરવાઇ ગયું ખરેખર દુન્યાનો ચક્ર ઉંધો ફરી રહયો છે.

બલિહારી ! શું એ સઘળું ખરૂં હશે ? એતો ચોક્કસ છે કે સના-
તની સંજ્જનોએ પોતાના પ્રાણ પ્રિય આદેશો અને સિધ્ધાંતોમાંથી
એક પણ નથી ત્યાગ્યો-અને તેઓ ખરેખર ત્યાગવાના પણ
નથીજ-કે પોતાની પ્રાચીન અને પુરાણ જુની માન્યતાઓ અને
આસ્થાઓમાંથી નથી તલપુર પણ નમતું મુકયું કે જતું કર્યું-અને
તેઓ ખરેખર કશું પણ નમતું મુકવાના કે જતું કરવાનાં પણ
નથીજ. શું ત્યારે **દયાનંદી** શિક્ષણ સુધારા વધારા અને ઘટાડાના
ધોરાળાઓ સહિત કોઇ નવીજ અને જેમાંથી દયાનંદી પણું અને
આર્યસમાજી પણું મુદ્દલ તારવી નહિ સકાય એવી આવૃતિમાંથી
પસાર થઇ રહયું કે પ્રચારાઇ રહ્યું છે ? પડઘો પણ પુછે છે કે
શું એવુંજ કશું થઇ રહયું છે ? આ સવાલ શંકા કે આક્ષેપ જે
કહો તેના, ધ્વનિ કે પ્રતિધ્વનિનો ઉત્તર કે પ્રતિયુત્તર કોઇ પણ
આર્યસમાજી આપશે એવી આશા નથી. અહિં નહિ બોલવામાંજ,
કહેવતમાં કહેવાયલા નવે નવ ગુણો સમાયલા છે એમ તેઓ સારી
પેઠે જાણે છે. વાત એમ છે કે **દયાનંદજી**નો સાહસ હેતુની કશી
પણ વ્યવસ્થિત ઝાંખી વિનાનો, તેમનો પ્રવાસ, મનઝિલની ઝરા પણ
જાણ કે મનઝિલની દિશાનું લગાર પણ ભાન વિનાનો હતો, તેમના
ઈરાદા ગમે તેવા હોય તેની ચર્ચા અહિં અસ્થાને છે; પરંતુ, તેમના
કાર્યાક્રમની નૌકા વ્યવસ્થાના સુકાન કે સઢ વિનાની હતી અને
તેથીજ તે મુકાબલાના અને હરીફોના દ્રઢ અને જોમવંત મોજાંઓની
મધ્યમાં આટલા લાંબા કાળથી હજી લગી ડામાડોળ રહી છે.
**દયાનંદજી** તો ઉપર કહયું તેમ દુન્યા આખી જોડે કલેશ અને

દ્વેષનો લડાયક ત્રાસ આપવા મયદાને પડયા હતા. તેમના અનુયાયીઓને આવી ભયંકર રમત લાંબા કાળ સુધી પરવડે એમ ન હતું. તેઓ પોતાની "ધઉમાં કાંકર" સમી લઘુમતિમાં—અને તે પણ પોતાના કહેવાતા વૈદિક સંસ્કારની સંખ્યાબંધ આંતરિક ત્રુટીઓ સહિત-પોતાના બિલોરી બારણા બારીઓમાં રહી સંખ્યાબંધ હરીફોના ગઢો અને કિલ્લાઓ ઉપર અશિષ્ઠ ટાણાઓના બાણો અને નિર્લજ ફટાણાઓનો પથરામાર વધુવાર કદી નિભાવી સકનાર હતા નહિ. પાછલા વર્તનોની કડવાસે અંતરોમાં એટલી તો ઉંડી જડ ઘાલી ચુકી હતી કે સુલ્હની સંધી જેવી કોઇ વસ્તુનો તો સવાલજ ન હતો. એકતરફી યુધ્ધવિરામ એજ એક સંભવિત અને છેલ્લી ઘડીની શોભાભરી ચાલ હતી. તેજ અમલમાં મેલાઇ અને ઉપર કહયું તેમ હવે, સનાતનીઓ અને મુસલમાનો સિવા બીજા સઘળાઓ પ્રત્યે ખામોશી અખ્તિયાર કરવામાં આવી. દયાનંદજીનાજ સાહસ ઉપર સમાજીઓની આ એક વ્યવહારૂ અને ક્રુર ટીકા હતી! વકતના વહેવા સાથે ઇતિહાસને વળી પાછું પોતાનું પુનરાવર્તન કરવું પડયું; કારણ કે જો કે હવે સમાજીઓની સંખ્યા પાંચ લાખ સુધી પહોંચી ગઇ છે અને આ હમેશા યાદ રખાવવું ઝુરૂરી છે કે આ પાંચ લાખની સંખ્યામાં નેવુ ટકા જેટલી ભરતી માત્ર સનાતની સમુદ્રમાંથીજ થઇ છે અને ઇસ્લામના સિંધુએ તેમાં એક બિન્દુનો ફાળો પણ આપવા જેટલી ઉદારતા કે નિર્બળતા દેખાડી નથી—છતાં લઘુમતિ, સામાવાળાઓની

કોટીઓના મુકાબલામાં હજી જેવી ને તેવીજ દયાજનક, ગણત્રી બાહિર અને ચિંતા ઉપજાવનારી હતી. મહાશયોને લાગ્યું કે જે સનાતની દળ હજીએ કંઇ કંઇ આપતુંજ રહે છે અને ખરૂં પુછતાં માત્ર તેમાંથીજ આ લઘુમતિ ઓછી કરવાની અને એ સંખ્યા ફુલાવવાની આપણી એકલી તક છે તેની સાથે આ દૈનિક વેર ઝેર અને વિખવાદ શા માટે? પચાસ વર્ષની આત્મઘાતક ભુલ નઝરે સ્હામે આબાદ અને સચોટ તરી આવી. આર્ય સમાજ સંખ્યામાંજ રંક નથી દિમાગી અને ધનિક શકિતયોમાં પણ મૂંડીહીણુ છે. હાય, તે અર્ધ સૈકા સુધીની હિમ લચી ગફ્લત! શા માટે આપણે સનાતની ધનની થેલીઓ અને સનાતની દિમાગની દોરણીઓથી લાભ ન લીધો? અરે, ઉલ્ટી આ અખૂટ અને અચૂક જોગવાઇઓ આપણી વિરૂદ્ધ ખર્ચાવા દીધી! પ્રચાર (શુદ્ધિ) પદ્ધતિમાં પુરી પ્રવીણતાનો અમારો દઅવો, એજ તો અમારૂં એક રહ્યું સહ્યું આકર્ષણ હતું અને સોનાના ઈંડા આપતી આ મરઘીને છડેચોક મારી નાંખવાના જિજ્ઞાસા, એ પ્રચાર કાર્યની એક અત્યંત જરૂરી જોગવાઇને જાણી જોઇ જતી કરવી એ કયાંની બુદ્ધિ અને કયાંની શુદ્ધિ થઇ ત્યારે? ના, એનાથીએ વધારે ધનની અને દિમાગની આપણને સ્હેજે મળી સકતી અને આપણી સ્હેજે થઇ સકતી આ સુંદર જોગવાઇઓને આપણે આપણી વિરૂદ્ધ આપણી આંખ્યો સમક્ષ વપરાવવા દીધી અને વપરાતાં જોઇ. મુસલમાનો શાસ્ત્રોથી અને સ્મૃતિયોથી, સંસ્કૃતથી અને તેના સંસ્કારથી, શ્લોકોથી

અને શ્રુતિયોથી, વેદોથી અને પુરાણોથી અજ્ઞાત હતા. તેઓ જ્યાં સુધી અજ્ઞાત હતા ત્યાં સુધી આપણો મુકાબલો સરખે બીજાને ન હતા કરી સકતા. એ વસ્તુસ્થિતિમાં આપણે તેમની જોડે શાસ્ત્રાર્થની સંખ્યાબંધ આપદાઓ અને અવદશાઓથી વિમૂખ અને રક્ષિત હતા. કયે અપશુકન્યે ચોઘડીએ શ્રીદયાનંદજી એ સનાતનીઓને છંછેડયા અને મુસલમાનોના આ અજ્ઞાનપણાનું અને અમારા આ નચિંતપણાનું પાણી વા માં વરાળસમું અલોપ થઇ ગયું! સનાતની દિમાગોએ સમાજીઓનો મુકાબલો કર્યો અને સનાતની ધને એ મુકાબલાના સાહિત્યનો પ્રસાર કર્યો. પરિણામે ધાર્મિક ચર્ચાનાં સાહિત્ય પુસ્તકોનો એક સારો જેવો પહાડ આ પચાસ વર્ષમાં હસ્તીમાં આવી ગયો અને,

શિલાએ આમ હય, યારાંને મુકતા દાં કે લિયે!

ની ગત અનુસાર મુસલમાનોને, તેનાથી પુરો લાભ ઉઠાવતાં અને અમારે માથે ચઢતાં અને અમને ત્રાહે ત્રાહે પેકારતાં પછી કોણ વારનાર હતું? ટુકમાં બનવાનું હતું તેજ બન્યું અને........ ......ઘણુ ગયું છતાં હજીએ કંઇ ગયું નથી. ચેતીએ તો વેરાયલું હજીએ સમેટી અને ખોયલુ હજીએ પાછું મેળવી અને પેઠેલુ હજીએ વિસરાવી સકીએ છીએ. વગયરહ, વગયરહના વિચાર પ્રવાહે ઉપર કહેવાયું તેમ ઇતિહાસને ફરીવાર પોતાનુંજ પુનરાવર્તન કરવાની ફર્ઝ પાડી. કોરે મુકાયલા શતરૂઓની ટીપમાં સનાતનીઓનું નામ પણ ઉમેરવામાં આવ્યું અને દેખીતા કારણોસર એટલા

માન સહિત ઉમેરાયું કે યુધ્ધ વિરામની ખામોશીજ તેમની જોડેના હવે પછીના વર્તનમાં કાંઈ ગણવામાં નહિ આવી અને ગઇ કાલના એ ભારી પડી ગયલા હરીફોને આવતી કાલ માટે ભવ્ય થઇ પડે એવા સહચરો બનાવવાની બાઝીઓ આરંભાઇ. મયદાન છેકજ ખાલી નહિ તો અત્યંત મોકળું થઇ ગયું. મુસલમાનો એકલાજ મુકાબિલા માટે હવે બાકી રહયા કિંવા રાખવામાં આવ્યા.

મયદાનમાં રહેલા એકલા "શત્રુ" સામે હવે લડાઇનો ખુલ્લે ખુલ્લો ઢંઢેરો પીટી દેવામાં આવ્યો છે અને આપણા આ લડાયક સજ્જનોએ સનાતની તીડ–દળની હિમાયત અને કુમકના ફાંકામાં, મુંછો આમળી છિંપલાવી દીધું છે. મુસલમાનોની "**બિ અયિ ઝમ્બિન કુતિલત?**" (કયે વાંકે કત્લ કરાયા?) ના પુકારો અને તેમના પડકારોના ઉત્તરો વિષે, અલ્હમદુલિલ્લાહ, કોઇને કશો સંદેહ નથી. શ્રદ્ધાનંદજી, મુંજે સાહબ વગયરહ સેનાપતિયોની સત્તાવાર જીભથી તે ઠેર ઠેર અને વારંવાર અપાઇ ચુકયા છે અને હવે હિન્દુ જનતાની બત્રીસીએ પણ ચઢી ગયા છે. ગરીબ બાપડા મુસલમાનો! તેમને ફરીવાર જાણી લેવા દો કે એમ અને એટલી બધી, એટલા બધા દેશજનોની ઇતરાજી તેમણે જે હોરી લીધી છે તે કયા મહાભારત પાપે? અમારી ઉપર લડાયક રોષે ભરાયલા ભાઇઓ કહે છે કે મુસલમાનો ઘણા મઝબૂત છે, તેમની વસ્તી ઘણી વધી ગઇ છે, એ વસ્તી હજી વધી રહી છે અને મુકાબિલા અને

પડખામાં હિન્દુ વસ્તી ઘણા ચિંતાજનક પ્રમાણમાં ઘટી રહી છે। વાહ! કજિયાનું કેવું સબળ કારણ? મુસ્લિમ ચઢતી, મુસલમાનોનો વાંક હોવાને બદલે, ઇસ્લામની ખુબી છે એમ કોઇને કેમ નહિ દેખાતું હોય? અને હિન્દુ પડતી, એ મુસલમાનોનો વાંક હોવાને બદલે હિન્દુ સમાજના ઢંગધડા વિનાના આંતરિક બંધારણનેજ આભારી છે એમ પણ કોઇ કેમ પ્રમાણિકપણે નહિ કબૂલી લેતું હોય? હે મુસલમાનો! હિન્દુઓને વિધવાવિવાહની છુટ આપતાં અને બાળલગ્નોથી રોકતાં શું તમેજ આડે આવો છો? પછી તેઓ કેમ ચેતતા નથી? પછી તેઓ કેમ સમજતા અને વિચાર કરતા નથી? પોતાના સંખ્યાબંધ સામાજિક સડાઓ માટે, જે તેમના સમાજને ફોલી ખાઇ દુર્બળ અને દરિદ્ર બનાવી રહયા છે, તે સુધારવા નીકળેલા આર્ય સમાજીઓ સુધારવા કે સુધરવા પહેલાં, કોને જવાબદાર લેખે છે તે તો લગાર તેઓ બતાવે? ટુંકમાં બસ એજ મુખ્ય પાપ છે જે માટે અમને હરીફોની નઝરમાં અલખામણા થવું પડયું છે. બીજા અડધાક ડઝન પાપો પણ છે. તે પેટા પાપો છે, અને આ મુખ્ય પાપના પરિણામ રૂપે છે. તેમની ઉપર પણ એક ઉપલક નઝર આપણે ઘટતે પ્રસંગે દોડાવી જઇશું. પણ જોયું તમે કજિયાનું કારણ? શું મુસલમાનો માટે તે ખરેખર શાનદાર નથી? શું હિન્દુઓ માટે તે ખરેખર શોભાહીણ નથી? "પેટ દુઃખતું હોય ત્યારે માથું દેખાડવાની" પ્રથા જેમ ઇતિહાસમાં નવી નથી તેમ એ પણ ઇતિહાસનીજ એક અત્યંત ઇબરતભરી

શિખ્યા છે કે તેમ કર્યે સફળતના આંબા પણ કદી નથીજ પાકતા. અને મને એ પણ યાદ દેવાડવાનું અહિં મન થઇ જાય છે કે તમે જે દોષને બહાને મુસલમાનોને ખાઝી પડયા છો તેજ કહેવાતો દોષ તેમના તંત્રની એક એવી ખુબી છે જેમાં તમારા પરાજય અને તેમના વિજયનો ભેદ સ્પષ્ટ રીતે ગુપ્ત છે એ તમે વિસરી જાવ છો.

અને આ પ્રમાણે જેમની આખ્યોનાં કાંટા બની પડવાનો. પોતાનાજ દેશમાં પરદેશીઓ ગણાવવાનો હિંદમાંથી હાંકી કઢાવવાની વારંવાર ધમકીઓ સાંભળવાનો, એક બેલગામ અખબારી દળની નિશદિન ગંદી ગાળો અને અસત્ય આળો સહવાનો, પોતાના ધર્મ સંસ્કાર અને ઇતિહાસ વિરૂદ્ધ અણુ લેવા દેવાના પાયા વિનાના અત્યંત ત્રાસદાયક આઘાતો થતા દેખવાનો અને તેમને દાબવા વિનાશવાના યત્નો સાંખવાનો આજે મુસલમાનો માટે વારો આવ્યો છે, તેમના ધર્મ અને સરસ્કાર સાથે ઇસ્લામ અને તેના સંસ્કારનો મુકાબિલો કેવળ આંખ ઉઘાડી દે છે. અલહમદુલિલ્લાહ, કે સરસાઇના આ કેટલાક મુખ્યસ્વરૂપો જેટલા સ્પષ્ટ છે, તેટલાજ સર્વ માન્ય પણ છે. અને તેમની વિરૂદ્ધ કોઇને કશું કહેવાનું નથી. ચાલો આપણે તેમનુ એક ઉપર ટપકેનુ દિગદર્શન કરી લઇએ:—

(૧) ઇસ્લામનું શિક્ષણ, તેના સિધ્ધાંતો અને તેની શરીઅત એ સર્વ કેવળ તાઝાં છે. એટલે કે, હઝરત મુકદ્દસ રસૂલ (સલ૦) ના સમયમાં જે દશામાં અને સ્વરૂપમાં ઉમ્મતને (મુસ્લિમ જનતા)

તે અપાયાં હતાં તેવીજ દશા અને સ્વરૂપમાં તે આજે પણ અને આજ લગી અખંડ રહ્યાં છે. પરિવર્તન કે ફેરફાર, સુધારા વધારા કે ઘટાડાને કદી પણ અને લેશ માત્ર પણ અહીં સ્થાન મળી સકયું નથી. આ એક ઘણીજ અગત્યની ખુબી છે જેનાથી હરીફ ધર્મોમાંના સઘળા સમૂળગા કોરા છે અને ખરૂં પુછતાં તેમને વ્યવહારૂ તંત્રો તરીકે હવે ઈસ્લામની તરફેણમાં "રીટાયર" થવાના આગ્રહની એજ મુખ્ય દલીલ પણ છે.

શું ખુદ ઇસ્લામી શરીઅતમાં ઇસ્લામી સંસ્કારમાં કે ઈસ્લામના મુકદ્દસ સ્થાપક (સલ૦) ના જીવન વર્તન કે કથનમાં એવી એક વસ્તુ નથી કે જે નિતિના શિક્ષણ વિરૂધ્ધ કે સંસ્કારના ધોરણ બાહિર હોય અને જેથી ઇસ્લામના ફરઝંદોને શરમાવવાનું થાય. અહીં સઘળું સ્પષ્ટ છે, ગોળ ગોળ કશું નથી, કુરમાં કુર ટીકાની રવેશની સાંખી સકે એવું છે. નિતિ અને સંસ્કારના સખ્તમાં સખ્ત ધોરણની કસોટીમાં સોએ સો ટકા ઉતરી સકે એવું છે અમારે કશું પણ સંતાડવાનું નથી કારણ કે અમારે ત્યાં શરમાવા જેવું કશું નથી. (લંબાણને લીધે આ વાદ નહિ વિસ્તારતાં ટુંકમાંજ ઇશારો કરીશ કે હરીફ ધર્મો અને ખાસ કરીને અમારા હેતના કટકા આર્યસમાજી સજ્જનો અહીં પણ તોળાઇને ઓછા ઉતરે છે.) શું આવો ધર્મ અને તેનું આવું શિક્ષણ તેના અનુયાયીઓના દિલમાં ઉંડા પ્રેમને અને વફાદારીને પાત્ર નથી? જેને જોવાની મરજી હશે તે એ બેહદની ગુંચ ઇસ્લામની આ શુદ્ધ

સફળતામાંથી ઉકેલી લેશે કે દુન્યાના કોઇપણ ધર્મના અનુયાયીઓ કરતાં ઇસ્લામના અનુયાયીઓ પોતાના તંત્ર પ્રત્યે વધુ પ્રેમાળ અને વફાદાર કેમ છે? તેઓ શા માટે વફાદારીમાં સૌ ઉપર સરસાઇ નહિ ભોગવે? તેમના ધર્મે તેમને દુન્યામાં ગરિષ્ટ બનાવ્યા છે અને જીવનના ધોરણમાં અને સમાજની નિતિમાં તેમને બીજા બધાથી એટલા તો ઉંચા રાખ્યા છે? કે કોઇથી તેમનો મુકાબિલોજ સંભવિત નથી

૩] અને હોય, તે પ્રાચીન કહેવાતા ધર્મો અને સંસ્કારોની પૂરેપૂરી કે લગભગ પૂરી ભૂંસાઇ ગયલી પાટીઓ! અણીશુદ્ધ જળવાઇ રહી હોય તો મુબારક છે તે પ્રાચીનતા! તે વેળાએ, તેની ઉપર કસાય તેટલો ગર્વ કસવાનો તેના ઉપાસકને હક છે, પણ તે છિન્ન ભિન્ન થઇ ગઇ હોય, ઓળખી નહિ સકાય એટલી બદલાઇ ગઇ હોય, જે કેવળ અચોકકસ અને અસ્પષ્ટ હોય, જેમાં વ્યવસ્થિતપણાના ધડ કે પૂંછ કશાં ન હોય, તેમજ જે ભાષાદ્વારા તે ઊંડા ભૂંસાઇ ગયલા અને વિસરાઇ ગયલા ભૂતકાળમાંથી ઉતરી આજના જીવંત અને જવલંત વર્તમાનકાળને વારસામાં મળી છે, તે ભાષા સુદ્ધાં હતી ન હતી થઇ ગઇ હોય, તો પછી વાહ, શું કહેવું તે પ્રાચીનતાનું! સહી સલામત હોત તો પછી પ્રાચીનતા પ્રાચીનતાજ હતી; ઇસ્લામનું દુન્યામાં કામ પણ શું હતું? વિસરાઇ ગયલા પાઠો, ભૂંસાઇ ગયલી શરીઅતો પુનઃ શિખવાડવા માટેજ તો એક નવા સંદેશની દુન્યાને ઝુરૂરત હતી, જે પરમ

કૃપાળુએ ઇસ્લામના સ્વરૂપમાં દુન્યાને આપવા કૃપા કરી. આજે જો ઇસ્લામી શિક્ષણ પણ દુન્યામાંથી નાબૂદ થઇ જાય તો વળી પાછા કોઇ નવા સંદેશની માનવસમાજને ઝુરૂરત લાગે. પણ શું તેમ થયું છે? નહિજ. અને શું તેમ કદિ થશે પણ? મુસલમાનોની માન્યતા છે કે કદિ નહિ જ થાય. અમારૂં આજે સર્વસ્વ જીવતું અને જાગતું છે અને તે ભાષા પણ જીવતી અને પ્રગતિ પ્રત્યે હજી વિકસી રહેલી. કરોડો જીભોથી નિત્ય નિત્ય બોલતી દિવ્ય ભાષા છે, જેમાં અમારી સંસ્કાર મૂંડી અને દીની દવલત રક્ષિત છે. અચળ રહો અરબી ગિરાનું સૌભાગ્ય! અને અમર તપો તે અલ્લાહનું કિર્તિવંત નામ, જેણે પોતાના દીનને પોતાના બંદાઓ માટે વિશુદ્ધ અને અખંડ જાળવ્યો. અલહમ્દુલિલ્લાહ, કે આ કે તે શ્લોકની શુદ્ધતા પારખવા માટે, આ કે તે શબ્દના અર્થો ખોળી અને ખોદી કાઢવા માટે, સ્વરો અને વ્યંજનોની ગુંચો ઉકેલવા, વ્યાકરણના સામાન્ય નિયમો ગોતી કાઢવા માટે, ગાથાઓના ગીતોની પિંગળ અનુસાર વ્હાડકાપ કરવા માટે કે પ્રાસો મેળવવા માટે, વટલી ગયલા શબ્દોની શુદ્ધિ કરવા માટે, અમારે અમારા જૈન, હિન્દુ, કે પારસી ભાઇઓ પેઠે, અમેરિકાના કોઇ હોપકિન્સ કે જેકસનની અને જરમનીના કોઇ હુરટલ કે જેકોબીની ઝુરૂરત નથી.

ન્યાયની નઝર હોય તો એ વાત સમજવા માટે કોઇ મ્હોટા પ્રયાસની ઝુરૂરત નથી કે ઇસ્લામ એક પ્રબળ અને જીવંત મઝહબ

છે, કરોડો અનુયાયીઓ ધરાવતું તંત્ર છે, પોતાનાજ સંસ્કાર ઉપર જીવતી અને પોતાનાજ ઇતિહાસમાંથી પ્રેરણા લેતી નિતિની એક મહાન શકિત છે. જયાં જયાં તેની આણ ફરે છે ત્યાં ત્યાં ઇશ્વરી સામ્રાજ્યની આણ ફરે છે અને માનવી સમાનતા નો દવર ચાલે છે. પશ્ચિમના મુંડીવાદ અને નાસ્તિકવાદથી પૂર્વની ચગદાઇ રહેલી–લગભગ ચગદાઇ ગયેલી માનસિક અને આત્મિક શાન્તિને ઉગારવા, ફરીવાર પ્રાપ્ત કરવા તાજી અને અસલી રાખવાની જો કોઇ પણ શકિતથી એશિયાને આશા હોય તો તે ઇસ્લામની શકિતથી છે. ઇકબાલે એમ કહયુ ત્યારે કે;—

રબ્તો ઝબ્તે "મિલ્લતે બયઝા" હય મશરિકકી નજાત;
એશિયા વાલે હંય ઇસ નુકતે સે અબતક બે ખબર.

અને શાપુરજી સકલાતવાલા સાહબ એમ હિંન્દુઓને શિખામણ આપે છે ત્યારે કે "મુસલમાનોને મઝબુત વળગી રહો કે પશ્ચિમના મુંડીવાદ સામે ટકકર ઝીલનારી એકજ વ્યવહારૂ અને વ્યવસ્થિત શકિત એશિયામાં હવે ઇસ્લામની છે." આ બંને વિચારકો ઘણીજ ઉંડી નઝરથી એજ હકીકતને જોઇ રહયા છે. યુરપના ફિરઅવનો આ મર્મને સારી પેઠે પામી ગયા છે તેમણે પૂર્વના આ "ભય" ને "પેન–ઇસ્લામિઝમ"નું નામ આપ્યું છે અને તેઓ મુસ્લિમ પ્રજાઓને દાબી દેવાની કે દુર્બલ બનાવવાની એક તક, પોતાની ચાલ બાજીઓ વાપર્યા વિના જતી કરતા નથી. મને પૂછવા દો કે અમારા આર્યસમાજી દેશ બંધુઓનું હિન્દી

મુસલમાનો વિરૂદ્ધ–ખુશ નસીબે અહિં આખી દુન્યાના મુસલમાનોનો સવાલ નથી!–આજ કાલનું પાણીપત પોકારવું, આ વસ્તુ સ્થિતિના તેમના જ્ઞાનને આભારી છે કે અજ્ઞાનને? સનાતનીઓ સાથેના તેમના અપવિત્ર સહકારથી હિન્દના ભાવિનું તેમણે ડાટ ઘમસાણ વાળી નાખ્યું; યુરપીઓના આ અણજાણ્યા સહકાર વડે એશિયાની આશાનું એક કિરણ–અને તે, એક અત્યંત જગમગતું અને ઉષાની નકકી અગમચેતી આપતું કિરણ–પણ તેઓ શું સાંખી સકતા નથી? આ સ્વાર્થ છે કે નાદાની? તેઓ શેને સમજતા નથી?

અને મદમાં અને મમનમાં, આવેશમાં અને દ્વેષમાં ઉપાડેલું આ કામ પાર પડવાનો લેશમાત્ર પણ સંભવ છે કે? મુસલમાન તરીકે નહિ પણ અભ્યાસી તરીકે ઘણીજ નમ્રતા પૂર્વક અર્જ કરૂં છું કે, "ભાઇઓ! માંડી વાળો, ચાલો આપણે શાન્તિમાં જીવીએ; એ મનોરથ કદી નહિ ફળે." ઇસ્લામીઓના ભાવિ વિષે તેઓ ગમે તેવા તર્કો બાંધે, ઇસ્લામીઓના ભૂત વિષે તેઓ શા માટે અંધારામાં રહે છે? એ ભૂતકાળના લાંબા ઇતિહાસનું તાત્પર્ય અમારા શાઇરે એક કડીમાં અદા કર્યું છે:–

બાતિલસે દબને વાલે અય આસ્માં નહીં હમ;
સવબાર કર ચુકા હુયે તુ ઇમ્તિહાં હમારા.

મુસલમાનો બિકટ બિકટ પરિક્ષાઓ આપતા કાળ–માર્ગમાંથી પસાર થઇ આવ્યા છે. કાલીચરણો અને રાજપાલો, "વિચિત્ર જીવનો" અને "રંગીલા રસૂલો" વાટે તેમની ધીરજ આજે

કાઇ પ્રથમ વારજ કસાતી નથી. તેર સૈકાઓમાં તે કેટકેટલી વાર અને કેટકેટલી રીતે–જીભના, તલવારના, કલમના અને અગ્નિના આઘાતોથી કસાઇ ચુકી છે અને અખુટ પુરવાર થઇ ચુકી છે. મુસલમાનો વિષે ઇતિહાસમાંથી જેઓ આટલું નથી શીખી સક્યા તેઓ તેમના વિષે કશુંજ નથી શીખી સકયા અને જેઓ આટલું શીખવાની ના પાડશે તેઓ કશું શીખવાની હા પાડશે નહિ. અને એ પણ નક્કી છે કે મુસલમાનોની ધીરજ જેમ આજે પ્રથમવાર કસાતી નથી તેમ તે છેલ્લી વાર પણ કસાતી નથી કારણ કે સત્ય અને પાખંડ; તવહીદ અને શિર્ક, ઇમાન અને કુફ્રનો મુકાબિલો સ્હેજે પતી જાય એવી કશમકશમાં થવો સંભવ અને કલ્પના ઉભયની વિરૂધ છે. આ મયદાનના હરીફો મરણીઆ થઇ થઇને મરે છે તેમની દોર લાંબી થઇ થઇને તુટે છે અને તેમનો દીવો લપકા લઇ લઇને હોલવાય છે. આ મરણીઆપણું, દોર લંબાણુ અને લપકા કોઇને ક્ષણિક ભ્રમમાં ભલે નાખે, તે અંતે મરશે, તુટશે અને હોલવાઇ જશે એમાં મુદ્દલ સંદેહ નથી. તે મુસલમાન મુસલમાનજ ન હોય જે તેના શાનદાર, ગંભીર અને ધીરજ અને સૌજન્ય ભર્યાં મુકાબિલા માટે તૈયાર નથી. પંડિતો અને લાલાઓ મુંજેઓ અને સત્ય દેવો, હેલ્કરો કેલ્કરો ભોપટકરો અને સાવરકરો મુસલમાનો સામે દેશે દેશમાં અને વેશે વેશમાં આવ્યા અને ખપતું કરીને વહયા ગયા પરંતુ મુસલમાનો ઇસ્લામ પ્રેમમાં હજી જાગે છે અને ઈસ્લામ આગળ અને આગળ ધપી રહેલા

દુન્યામાં હજી જીવે છે. હા, અને પંડિતો અને પાદરીઓ......
....વગયરહ હજીયે આવશે અને ખપતું કરી જતા રહેશે જ્યતાં
ઇસ્લામના દાસો અને અલ્લાહના ઉપાસકો હજીએ આગળ ધપતાજ
જીવ્યા કરશે. ઇન્શા અલ્લાહ કુરઆની બશારતને "ઝમીનદાર"
વાળા ઝફરઅલી સાહબે ઉર્દુનો પોશાક ખુબ પહેરાવી દીધો છે :-

નૂરે ખુદા હય કુફ્રકી હરકત પે ખન્દાઝન,
ફુંકોંસે યે ચરાગ બુઝાયા ન જાયગા!

આ અંગે એક વાત જોવા ઇચ્છનારની આંખો ઉઘાડી દેશે. તે, ઇસ્લામનો એક કાઇમનો મુઅજિઝો (ચમત્કાર) છે. ઇસ્લામનો મુકાબિલો કરનારાઓ આજે હિન્દમાં શું પોતાનાઓનોજ મુકાબિલો નથી કરી રહ્યા? ઇસ્લામનું રક્ષણ અને ઇસ્લામની હિમાયત કરનારા ઇસ્લામના આઠ કરોડ સિપાહીઓ અને સ્વયં-સેવકો કોણ છે? તેઓ પાંચ સાડા પાંચ લાખ આર્ય સમાજીઓનાજ અને તેમની વારે ધાઇ રહેલા અઢાર કરોડ સનાતનીઓનાજ ચામ, માંસ, રૂધિર અને હાડ છે. ઇસ્લામના હરીફોની આ ખરેખર હાંસી છે અને ઇસ્લામનો ખરેખર આ ગર્વ છે. છે એમાં કોઇને કશો સંદેહ?

ઉપર હમણાજ ઇશારો થઇ ગયો કે મુસલમાનો સામે કે'ર વૃતિ ચલાવનારાઓ હિન્દની સાથે સાથે એશિયાના ઉતમોતમ લાભોના પણ દુશ્મન છે. એ સત્ય ઘણાઓને ગળે નહિ પણ ઉતરે. ઘણાઓને તેમાં કદાચ અતિશયોકિત પણ લાગે તેમ થવું કેવળ

સ્વાભાવિક છે. હા, એક દિશામાં હિમાલયની, ઉંચી, અને અભે
ભીંતથી અને બાકીની ત્રણ દિશાઓમાં અપાર અને ઊંડા સાગ
રોથી બંધાયેલા આપણા આ મહાન ખંડ–દ્વિપકલ્પને દ્વીપ મા:
મનાવી લેવામાં આ કુદરતી આડો ઉપરાંત શાસ્ત્રોની પણ પ્રેરણ
છે એ વાત યાદ રાખીએ તો એ સ્હેજે માની સકીએ કે તેવ
થવું કેવળ સ્વાભાવિક છે આપણે પણ અહિં એ વાદને લંબાવ
શું નહિ. એશિયા કોરે રહ્યું ત્યારે, ખુદ હિન્દનું શું ?

કવમી વિખવાદોએ, આપણી આઝાદીને પચાસ વર્ષ પાછળ
હડસેલી દીધી છે, અસહકારની મહાન લડત હતી ન હતી કરી દીધ
છે, આપણા નેતાઓના અને યુવકોના અસંખ્ય અને અજોડ ભોગો એ
જવા દીધા છે અને બધેબધ ઘોર નિરાશાનું વાતાવરણ છવા
ગયું છે. વિખવાદીઓમાં કોણ પડયું અને કોણ ઉપડયુ
કોણ જીત્યું અને કોણ હાર્યું એ વિષે મતભેદ હશે પરં
દેશે ભારે–ઓછામાં ઓછી અડધાસૈકા સુધી નહિ પુરી સકાય
એવી–ખોટ ખમી છે એ વિષે સદભાગ્યે આપણે સઘળા સંમત
છીએ. એ ડાટધમસાણ માટે કોણ જવાબદાર છે ? મુસલમાન
હિન્દુઓને અને હિન્દુઓ મુસલમાનોને જવાબદાર લેખે છે.
પણ જવાબદાર હોય તે એક ઘારે અને અક્ષમ્ય પાપનો કર્તા
એ નકકી છે કારણ કે એક મહાન દેશની ઝિલ્લત અને એ
મહાન પ્રજાની ગુલામી સંભાવનાના કારણભુત થવું એ કં
જતી કરી સકાય એવી વાત નથી, પરંતુ એ ઘોર પાપ હ

થયેજ અને દેશની દુર્દશા હજી વધ્યેજ જાય છે હિસાબ આપવાની પળો હજી આવી નથી અને જો કે તે નઝદીક પણ હોવાનાં કશાં ચિન્હો; હજી જણાતાં નથી છતાં, તે આવશે એ જેટલું નકકી છે (અલ્લાહ તેને જલ્દી આણો!) તેટલું એ પણ નકકી છે કે પાપીઓ અને દેશ દરોહીઓને પોતાના પાપોનો જવાબ પણ આપવો પડશે અને પોતાના પાપોની શિક્ષા પણ ખમવી પડશે.

તેટલામાં, પ્રોપેગેન્ડાની સબળી શકિતયો અને પ્રેસની પુરી જોગવાઇએ ધરાવનારા—બલ્કે લગભગ એક હાથ કરી ચુકેલા—ઓ હિસાબ આપવાના તે દિવસ માટે અત્યારથીજ મુસલમાનો વિરૂધ પ્રજામત કેળવવા, તેમના સંસ્કાર, ઇતિહાસ અને ધર્મ વિરૂધ વાતાવરણ જમાવવા કેવા કેવા મિથ્યા ફાંફા મારી રહયા છે તેના બેજ નમૂના જોઇએ:—

(૧) મુસલમાનો હિન્દને પોતાનો દેશ નથી ગણતા તેમની નિગાહો હમેશા બાહિરના ઇસ્લામી દેશાપ્રત્યે હોય છે.

આ આપનો પહેલો વિભાગ હાડોહાડ જૂઠો છે. દેશ પ્રેમમાં મુસલમાનો કોઇથી પણ ઉતરે એવા નથી "દેશ—દાઝ એ તો ઇમાનનો એક વિભાગ છે" એ પયગમ્બરી શિક્ષણ તેમને અપાયલું છે. પરંતુ મુસલમાનો હિંન્દ બાહિરના પોતાના કરોડો ધર્મ બંધુઓ ઉપર પ્રેમ રાખી, તેમના સુખ દુઃખમાં ભાગ લઇ પોતાના વિશ્વ ભ્રાતૃભાવના દઅવાનો અસલી પુરાવો આપે છે એમાં ખોટું શું છે?

આજ દઅવો આર્ય સમાજીઓ પણ કરે છે અને તે યે વેદધર્મને નામે હઝારો વર્ષ થયા તે અમલમાં મેલવામાં કાં આવ્યો નથી કાં આવી સકાયો નથી અરે, હજી તે આર્ય સમાજી જીભ ઉપરથી આર્ય સમાજી વર્તનમાં મુકવાની જ્યારે કોઇને મુદ્દલ ઉતાવળ નથી અને તેમ કદી થવાનો મુદ્દલ સંભવ પણ નથી ત્યારે દુન્યાના વિશાળ માનવ કુટુમ્બનો લગભગ ચોથા જેટલો ભાગ એકમેક પ્રત્યે પ્રેમમય ભાવનાઓ ધરાવે તેમાં માનવસમાજ માટે ખરેખર ભવિષ્ય છે આશાવંત ભલે તે આર્ય સમાજને ન રૂચે બુરૂં થાય ત્હારૂં; હાંય ઇર્ષા !

## (૨) મુસલમાનો પોતે વટલાવે છે ત્યારે અમને શા માટે તેમ કરતાં અટકાવે છે?

ખરેખર તેઓ તમને શા માટે અટકાવે ? તેમને એમ કરવાનો નથા કશો હક કે એમ કરવાની નથી કશી જુરૂત. અને તેઓ નથીજ અટકાવતા. સમાજીઓ કરતાં વધુ બળવાન અને ખરેખર વધુ વિદ્વાન પાદરીઓને તેમણે દોઢ સૈકા સુધી ન રોકયા તો તેમજ પાછલા અર્ધ સૈકા સુધી ખુદ દયાનંદીઓને એ નહિં રોકયા તો પરિણામ એવું તો કયું અને કેટલું મુસલમાનો વિરૂધ ગયું કે આજે તેઓ હિન્દમથી ભુંસાઇ જવાની બ્હીકના માર્યા બેબાકળા બની જઇ "શુદ્ધિ" સામે તુફાન દ્હાવે ? આર્યસમાજીએ એ શર્મ સાથે કબુલવુંજ રહયું કે આજના લાખો ક્રિસ્તાનો કંવા હિન્દી ખ્રિસ્તિયો સોએ સો ટકા માત્ર હિન્દુ છાવણીમાંથીજ ભરતી થયા છે અને

તેમાં મુસ્લિમ ફાળો શુન્યજ છે. અને પાદરીઓ હજીયે કંઇ ફાવે છે તો, આર્યસમાજી હાઝિરી છતાં હિન્દુઓમાંજ ફાવે છે, મુસલમાનોમાં મુદ્દલ નહિ. હિન્દ બાહિરના મુસ્લિમ દેશોમાંથી જેમ તેઓ હડધુતજ થતા રહયા છે તેમ મુસ્લિમ હિન્દે-ગરીબ છતાં ધર્મ-ઘેલી મુસ્લિમ હિન્દે-તેમને હરહમેશ દુરનીજ અને ઘણી શાનદાર "લાહવલ" આપી છે. અલ્હમ્દુલિલ્લાહ અને એ અંગે એક નોંધવા યોગ્ય ખુબી એ છે કે પાદરીઓએ પોતાનું કાર્ય હિન્દમાં મુસ્લિમ અમલ દરમિયાન આરંભ્યું હતું અને મુસલમાન બાદશાહોએ પણ તેમને તેમ કરતાં રોકયા ન હતા! અને રોકે પણ શા માટે? આ પ્રશ્નમાં પરિણામ વિષે કોઇ મુસલમાનને કશો કદી સંદેહ હે'તોજ નથી. ; અને આ પુનિત ભારત ભુમિ એ બાબતમાં ઇસ્લામની ખરેખર રૂણિ છે કે તેના આઠ કરોડ ઇસ્લામી ફરઝન્દો, પાદરીઓના ક્ષેત્ર બાહિર અને તેમની લાલચોની ભુરકીઓથી મોકળા રહી તેની લાજ જાળવી, એટલુંજ નહિ બલ્કે તેમનો સચોટ મુકાબિલો કર્યો. વીસ કરોડ હિન્દુઓમાંથી જેઓ લાખો લઇ સકયા તેમણે અઠાવીસ કરોડ (જો હિન્દમાં મુસલમાનો ન હોત તો) હિન્દુઓમાંથી ખરેખર, હજી વધારે લીધા હોત. કેમ, ખરૂં કની?

બીજો મુકાબિલો આર્ય સમાજીઓનો છે. પચાસ વર્ષમાં તેમની સંખ્યા પાંચ સાડા પાંચ લાખ જેટલી ફુલી છે તેમાંથી મુસલમાનો કેટલા મળ્યા? તેમને વળી પાછા શર્મ સાથે કબુલ્યા વિના આરો નથી કે મુસલમાનોએ તેમની ઉપર કશો પણ ઉપકાર કરવાની કે તેમની પ્રત્યે કશી પણ ઉદારતા દેખાડવાની માન સહિતના

પાડી છે ! અરે ! ઉપર કહેવાઇ ગયું તેમ, અમે આઠ કરોડ કોણ છીએ ? આજના અમે ગઇ કાલના તમેજ શું ન હતા ? બધા એકજ વાંસના છાબડા ! ભેદ માત્ર આત્માનોજ. ક્યાં હોય પછી કશું કારણ, શુદ્ધિ વિરૂધ અમારે પોકાર કરવાનું ? ટુંકમાં અમારી વિરૂદ્ધ એ એક હડહડતું જુઠાણું છે કે અમે તેની વિરૂદ્ધ છીએ. હા, તે આવેશના ત્રાસદાયક વેશોમાં અને અપ્રમાણિક ધોરણ ઉપર ચાલતી અમે સાંખી લઇએ ? શું તેમ કરવાનોય તમને હક છે ? તમે ખરેખર તેમ કરી રહ્યા છો. શાને ? તે હક અમે નથી સ્વિકારતા. નિતિ અને નિયમની હદો પૂરતી રીતે વિશાળ છે તેમાં રહીને તમે ખપતું કરી સકો છો. તે ઓળંગવાનો અધિકાર તમને નથી. તે ઓળંગો તો તમારા મધ્યબિન્દુ પ્રત્યે તમને પાછા હડસેલી આણવાની અમારી ફર્જ પણ છે અને અમારો હક પણ છે, એ ફર્જ અમે ખરેખર બજાવીશું; અને તે હક અમે ખરેખર ભોગવીશું. અમારે તેમ કર્યેજ છુટકો. અમે માનવ સમાજના સેવક છીએ. આર્યસમાજ અમારી આત્મિક આકાંક્ષાઓ માટે જેમ ઘણીજ ન્હાની અને સંકુચિત છે તેમ તેમ તે અમારી સર્વસોશક વિશાળતાને હરી લેવા કે હાની પ્હોંચાડવા માટે અત્યંત નિર્બળ અને જોમહીણ પણ છે. અને આ મિથ્યાભિમાન નથી. આ કોઇની ઉપર તિરસ્કાર દેખાડવા કે કોઇને ટાણા મારવા લખાતું નથી. આ ચળી ગયલો ઉત્સાહ પણ નથી. આ સાદી નિતરી હકીકત માત્ર છે કે મુસલમાન પોતાના ધ્યેય અને કેન્દ્ર પ્રત્યેની પોતાની વફાદારીમાં એટલો બધો લીન અને તલ્લીન છે, પોતાના આશયેને વ્યવહારમાં પ્રાપ્ત કરવાની

ધુનમાં એટલે બધો રોકાયલો છે કે તે કોઇ પણ ભયંકરતા કે ભય કે ક્રાન્તિ તેના લક્ષ કે લાગણીને કદી પણ આંજી સકતા નથી.

"રંગીલા રસૂલ"ની એક આવૃતિ મુંબઇમાં છાપી અને તે અહીં તેમજ ગુજરાતમાં છુટથી વ્હેંચી, આર્ય સમાજીઓએ 'મુંદસ રસૂલ' નું ગુજરાતી ભાષાંતર પણ કરવાની ઝુરૂરત ઉભી કરી છે, જે માટે આપણે ખરેખર તેમનો આભાર માનવો ઘટે છે. આ ભાષાંતર ઉપરાંત એજ પુસ્તકની બે બીજી આવૃતિયો પણ નડિયાદ અને અહમદાબાદથી લગભગ સાથે સાથેજ પ્રસિદ્ધ થઇ રહી છે જે ખુશી થવા જેવું એટલા માટે છે કે તે મુસ્લિમ ગુજરાતની તબલીગી જાગૃતિનું એક શુભ શુકન છે. આ ભાષાંતર વિષે વધુ કહેવાની ઝુરૂરત નથી અન્જુમને મુસ્લિમોના સાહસ અને કેટલાક દાઝ વાળા મુસલમાનોની સહાયનું આ પરિણામ છે. ભાષાંતર કાર ભાઇએ અહીં સાક્ષર થવાનો પ્રયાસ નથી કર્યો મવલાના થનાઉલ્લાહ સાહબના વિનય પૂર્ણ પ્રતિયુત્તરને સાદો ગુજરાતી પોશાક પહેરાવવાની કોશિશ માત્ર કરી છે અને તેઓ મુસ્લિમ ગુજરાતના આભારના આ ભાષાંતર સેવા માટે જેટલા મુસ્તહક છે તેના કરતાં પણ વધારે તેમણે પુસ્તકની છપામણીની સઘળી ગોઠવણોમાં કરેલા અણુથક દોડ ધામ માટે આપણા ધન્ય-વાદના પાત્ર છે એ ધન્યવાદ આપતી અને ઉપકાર માનતી વેળાએ અન્જુમનના તેમના શરીફ સદસ્યરોને પણ આપણે વિસારી દેવા જોઇતા નથી. ખરેખર એ સઘળા ભાઇઓની મુંગી સેવા વૃતિ મુંબઇના મુસલમાન જવાનો માટે આદર્શ રૂપ છે. અને મારા

અઝીઝ ઇસ્લામ પ્રેસના માલિક અને "ઇ સાફ" પત્રના તંત્રી મુન્શી ફત્તેહખાન સાહબ! એ હર હમેશનાં ઉત્સાહી નરને તો વિસરાયજ કેમ? તેમણે આ સેવામાં, છાપકામમાં પોતે તોડેલા ઘણા "રેકર્ડો"માં એકનો હજી વધારે ઉમેરો કર્યો છે. મુન્શી સાહબે જાણે પોતાનું આખું પ્રેસ અને તેની સઘળી જોગવાઈઓ પોતે ઘણી અગવડો વેઠી આરંભથી અંત સુધી આ પુસ્તક છપાય તેટલા અરસા દરમિયાન, "મુકદ્દસ રસૂલ" માટેજ ગોયા અર્પણ કરી દીધા હતા અને એ કબુલી લેવું ઝુરૂરી છે કે આ પ્રસ્તાવનાની "કોપી" મુન્શી સાહબને અપાતાં હદપારનો વિલંબ નહિ થઇ ગયો હોત તો પુસ્તક થાય છે તે કરતાં ઓછામાં ઓછું એક અઠવાડિયું વેહલું પ્રસિદ્ધ થાત. ખયર. તેમને કે અન્જુમને મુસ્લિમીનના કાર્યવાહકોને કે આ ખિદમતમાં ધનિક મદદ આપનારા ભાઇઓ અને શેઠીઆઓને, કવમ, ઉપકાર રૂપી કે ધન્યવાદ રૂપી જે કંઇ બદલો આપી સકે તેના કરતાં ઘણોજ ઘણોજ શ્રેષ્ઠ બદલો, બદલો આપનાર તે અલ્લાહ તેમને આપશેજ (આમીન) અને મને વિશ્વાસ છે કે આ સઘળા ભાઇઓ કેઇ પણ દુન્યવી બદલાની આશા કે દરકાર રાખ્યા વિનાજ પોતે ઉપાડેલી તબલીગી સેવાઓ કરી રહ્યા છે. વમા તવફીકી ઇલ્લા બિલ્લાહ (અને મારી તવફીક પણ અલ્લાહ સિવાય કોઇ અન્ય કને થી નથી.)

મુંબઇ,
તારીખ ૨૫-૪-૪૬ હિ. ન.

મિસ્કીન,
—મુનાદી.

# બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

## નહમદુહૂ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.

(અલ્લાહ તઆલાના વખાણ કરીએ છીએ અને દરૂદ મોકલીએ છીએ રસૂલે કરીમ (સલ્લ.) પર.)

## કર્તાની પ્રાર્થના.

હે ખુદા ! હે આકાશ પાતાળના માલિક ! હે ઝમીન અને આસ્માનના સરજનહાર ! હે વેર વાળનાર ! હે સાચાઓના મદદગાર અને સહાયક ! ત્હારા ઇઝઝતને લાઇક મુકદ્દસ રસૂલનું સખ્ત અપમાન થઇ રહ્યું છે. તું પોતાની કૃપાથી પરદામાં છુપાવી રહયો છે. અમે જાણીએ છીએ, કે છેવટે તું પોતાના વહાલાઓની મદદ અને ઇઝઝત ઝાહિર કરશે. અને જેવું તારૂં વચન છે કે.

**"અમે ખચિત અમારા રસૂલો અને અમારી ઉપર આસ્થા લાવનારાઓને જયવંત કરશું"** (કુરઆને હકીમ)

હે સર્વ શકિતમાન પરમેશ્વર ! અમારૂં ઇમાન છે કે ખરી મદદ અને સહાય તેજ છે જે તું કરશે. અમે અશકત અને નિર્બળ છીએ. તું જાણે છે કે અમ રંકજનોથી એજ થઇ સકે છે કે અમે કલમ ઉપાડીને (અને તે પણ તારીજ મદદથી) અને જવાબ લખીએ (તે પણ તારા સમજાવવાથી.)

"નથી કોઇ શકિતવાન અને બળવાન તારા સિવાય."

માટે અમારી પ્રાર્થના છે કે તું આ શ્રેષ્ટ કાર્યમાં અમારી મદદ કર અને આ અદના સેવાને કબુલ કર, અને તારા સૃષ્ટી જનોને એથી લાભ પોહોચાડીને કુમાર્ગે જતા બચાવ !

"અમારા માલિક ! અમારી તરફની (સેવાઓ) સ્વિકાર ! કે તું ઘણોજ સાંભળનાર અને ઘણોજ જાણનાર છે."

(કુરઆને હકીમ.)

અલ્લાહના દીનનો સેવક,

**અબુલવફા સનાઉલ્લાહ.**

(અમૃતસર)



# લેખકની પ્રસ્તાવના.

## પહેલાં મને જુઓ.

આર્ય સમાજીઓના લાગણી દુખવનારા લખાણો અને વ્યાખ્યાનો સાંભળીને લોકો વિચારમાં પડયા કે આ લોકો ધાર્મિક બાબતોમાં શા માટે એટલી ઉધત અને કડવી ભાષા વાપરે છે. અમારી નઝદીક એનો જવાબ એ છે કે જેવી રીતે પિતાનો અસર બાળકની શારિરિક સ્થિતિ પર પડે છે એવીજ રીતે શિક્ષક, ગુરૂ અને પીર નો અસર નિતિ અને આત્મ શકિત પર પડે છે. સ્વામી દયા નંદે સત્યાર્થ પ્રકાશ વિગેરે પુસ્તકોમાં જે રૂઢી ગુહણ કીધી છે એના બે ત્રણ નમુના અમે બતાવીએ છીએ, વાંચકો અને ખાસ કરીને અપક્ષપાતી વાંચકો એકાગ્ર ચિન્તે વાચે કુરઆને મજીદના ખંડનમાં સ્વામીજીએ પોતાના પુસ્તક સત્યાર્થ પ્રકાશમાં એક ખાસ પ્રકરણ (ચૌદમો સમુલ્લાસ) લખ્યો છે. જેના આરંભથી અંત સુધી આક્ષેપો કરતાં ગયા છે. આ આક્ષેપો લખતાં લખતાં હુઝુર સય્યિદુલ અમ્બિયા (અલયહિમુસ્સલામ) અને ખુદા સુદ્ધાંની ખાસ શબ્દોમાં ચર્ચા કરે છે કહે છે:—

૧) વાહ વાહ દેખોજી મુસલમાનો કા ખુદા ભાનમતી કે સમાન ખેલ રહા હય. (પા. ૨૫૭ ફકરો ૪૩)

૨) વાહજી વાહ! મુહમ્મદ સાહબ! આપને તો ગોકુલિયે ગુસોઇયોંકી બરાબ્બરી કરલી (પા. ૨૬૯ ફકરો ૮૬)

૩) યેભી સિધ્ધ હોતા હંય કિ મુહમ્મદ સાહબ બડે વિષ્યી થે (પૃષ્ઠ ૨૮૨ ફકરો ૧૨૭) (મઆઝલ્લાહ)

સ્વામીજીની કડવી ભાષા પ્રખ્યાત છે. એટલે સુધી કે તે તેમની જીવન રેખા લખનારા ચેલાઓને પણ કબુલ છે. તેમના મોટા જીવન ચરિત્રની પ્રસ્તાવનામાં લખ્યુ. છે કે.

"એક દિવસે વ્યાખ્યાન વચ્ચે શ્રી સ્વામી (દયાનંદ)જી મહારાજ પુરાણોની અસંભવિત વાતોનું ખંડન કરતાં કરતાં તેમની કેળવણીનું ખંડન કરવા લાગ્યા. તે વેળાએ પાદરી સ્કોટ, મી૦ રેડ જીલ્લાના કલેકટર અને મી૦ એદરૂસ સાહબ, કિસ્મતના કમીશ્નર પંદર વીસ અંગ્રેજ સાહેબો સાથે બીરાજમાન હતા. સ્વામીજીએ પુરાણકો (હિન્દુઓ)ની બુદ્ધિપર અફસોસ કર્યો કે દ્રાપદીને પાંચ પતિઓ આપીને કુંવારી ઠેરવવું અને એવીજ રીતે કાંતિ તારા અને મંદોદરી રાણિ વિગેરેને કુંવારી કહેવું પુરાણકોની નૈતિક કેળવણીને અપૂર્ણ પુરવાર કરે છે. સ્વામીજીની બ્યાન કરવાની રૂઢી એવી મોજથી ભરપુર હતી કે સાંભળનારાઓ થાકવાનું નામે લેતા ન હતા એ ઉપર કલેકટર સાહબ અને કમિશ્નર સાહબ વિગેરે અંગ્રેજો હસ્તાં અને ખુશી દેખાડતાં રહ્યા. પરંતુ આ બાબત પુરી કરીને સ્વામીજી મહારાજે કહ્યુ કે પુરાણકોની તો આ લીલા

છે. હવે કુરાનીઓની લીલા સંભળો આ એવા ભ્રષ્ટ છે કે કુંવારીને પુત્ર પયદા થવું દેખાડે છે, અને પછી દોષ શુદ્ધ સ્વરૂપ પરમાત્માને આપે છે અને એવા ઘોર પાપ કરતાં જરાએ શરમ નથી આવતી. એટલું કહેવું હતું કે કલેકટર અને કમિશ્નર સાહેબોની કાન્તિ ગુસ્સાના આવેશમાં લાલચોળ થઇ ગઇ. પરંતુ સ્વામીજીએ વ્યાખ્યાન એટલોજ ધમધોકાર ચાલુ રાખ્યો. અને તે દિવસે વ્યાખ્યાનના અંત સુધી ઇસાઇ મતનુ ખંડન કરતા રહ્યા બીજે દહાડે સ્હવારેજ લક્ષ્મી નારાયણ ખઝાનચીને કમિશ્નર બહાદુરને ઘરે તેડાવવામાં આવ્યો. સાહબ બહાદુરે કહ્યું કે તમારા પંડિત સાહબને કહી દો કે એટલી સખ્તીથી કામ ન લે. અમે ઇસાઇ લોકે તો સભ્ય છીએ અમે તો વાદવિવાદમાં સખ્તીથી નથી ગભરાતા પણ જો અહીંના અજ્ઞાત હિન્દુ મુસ્લમાનો બગડશે તો તમારા સ્વામી પંડિતનો વ્યાખ્યાન બંધ થઇ જશે."

(મોટું જીવન ચરિત્ર પ્રસ્તાવના પાને ૬.)

એ માટે આર્ય સમાજીઓ આજકાલ જે કડવી વાતો કરે છે તે સ્વામીજીની વિષ પૂર્ણ કેળવણીના અસરથી કરે છે કેમ?

મા મુરીદાં રૂ બસૂએ સુલ્હ ચૂં આરેમ ચૂં,

રૂબસૂએ ફિત્નઓ પયકાર દારદ પીરેમા.

(અમે અનુયાયીઓ અમારૂં મોઢું સુલેહ તરફ વાળીએ છીએ. પરંતુ અમારા અગ્રેસરો ઝઘડા અને ફસાદ તરફજ વધે છે તેનું કેમ?)

સ્વામીજીની ઉધ્ધતાઇ અને અશિષ્ઠ વાણીની કડવાસનો અમે મુસલમાનેનેજ ભાસ નથી થયો પરંતુ હિન્દુસ્તાનના માનનીય આગેવાન સાધુપથી, નરંજાડવું અને નરંજ લેવોના આદર્શ મહાત્મા ગાંધીજીએ પણ સ્વામી દયાનંદના પુસ્તક (સત્યાર્થ પ્રકાશ) માટે લખ્યું છે.

**"સ્વામી દયનંદે ઈસ્લામ અને બીજા ધર્મોને ખોટા ચીતર્યા છે, તેમનું પુસ્તક સત્યાર્થ પ્રકાશ ખરેખર નિરાશ કરી નાખનારૂં છે"**

(યંગ ઇન્ડીઆનો અનુવાદ પ્રતાપ (આર્ય પેપર) લાહોર ઉપરથી ૪ જુન ૧૯૨૪.)

સ્વામી દયાનંદ સિવાય ગાંધીજીએ હાલના આર્ય સમાજીઓ માટે પોતાનો મત દર્શાવ્યો કે,

"આર્ય સમાજી સંકુચિત દ્રષ્ટિના, લડાઈ કરવાની ટેવ ધરાવનારા હોવાને લીધે કદી તો બીજા ધર્મોના લોકોથી લડતા રહે છે અને જો એમ નથી કરી શકતા તો આપ-સમાં એક બીજાથી લડતા ઝઘડતા રહે છે"

(પ્રતાપ જુન ૪.)

બસ પછી શું હતું, જે દઅવો ગાંધીજીએ માત્ર જીભે કર્યો હતો આર્ય સમાજીઓએ તેનો દાખલો આપી દીધો એટલે ચારે દિશાએથી મહાત્મા ગાંધીજી પર બુમ બરાડા માર્યાં વેદિક ધર્મથી અજ્ઞાન મુસલમાનોનો ખુશામદીઓ વિગેરે કેહવામાં આવ્યા અને પછી હિંન્દુસ્તાનના એક અગ્ર ગણ્ય અર્ધ સરકારી અંગ્રેજી પેપર પાયોનિયરમાં એક નોટ નીકળી જેનો અનુવાદ આ છે.

"મી૦ ગાંધી અને આર્ય સમાજના આપસના મત-ભેદનો હવાલો આપતાં ટાઇમ્સ ઓફ ઇન્ડિયા લખે છે કે મી૦ ગાંધીએ આ એક સામાન્ય સાચી વાત કહી છે, આર્ય સમાજીઓ આ કવમી ઝઘડાઓ માટે જે દેશમાં ફેલાઈ રહ્યા છે, ઘણી હદ સુધી જવાબદાર છે, અને તેણે બે એક સમાજીઓના નામ પણ લીધા છે. જેઓએ આ ચળવળની દોરણી કરી છે. પ્રત્યેક મનુષ્ય જાણે છે કે મી૦ ગાંધીએ પોતાના વિચારો ઝાહિર કરતા ખરા મામલાથી કઇ વધુ નથી કહ્યું. ઝઘરાનુ મૂળ શુદ્ધિની ચળવળથી શુરૂ થાય છે, જે સમાજીઓએ મધ્ય પ્રાંત અને આગ્રા વિગેરેમાં એક વર્ષથી પ્રચલિત કરી છે. અને લગભગ સઘળા ઝઘડાઓમાં જે બેઉ કવમો વચ્ચે થયા તેમાં સમાજીઓના કૃત્યોનું મૂળ મળે છે, થોડાક સમાજીઓ દાખલા તરીકે સ્વામી શ્રદ્ધાનંદ કહે છે કે તેઓ મુસલમાનો વિરૂદ્ધ કંઇ નથી કરતા. માત્ર હિન્દુઓની સ્થિતિને બળવાન કરી રહ્યા છે, જેથી હિન્દુ અને મુસલમાન બેઉ સમાનતાની સ્થિતિમાં નિડર રહે. બીજાઓએ ઝાહિર રીતે મુસલમાનો વિરૂદ્ધ વિવેચનો કર્યા. જોઇએ તો સમાજી આગેવાનોનો હેતુ મુસલમાનોને ડરાવવાનો કે તેમને પ્રેમથી વશ કરવાનો હોય, આ દરેક જણ જાણે છે કે તેમની આ ચળવળમાં મુસલમાનો ઘણા ઉશ્કેરાયા અને આ વાતથી સમાજીઓ પણ જાણકાર છે. મી. ગાંધીના લખાણોએ ટીકાકારોનો એક સફડે ઉપજાવ્યો છે. આખા હિન્દુસ્તાનમાં

સમાજીઓ મી ગાંધી વિરૂદ્ધ ઘણી ધામધુમ સાથે પોકારો કરી રહ્યા પણ તેમના આ પોકારો નિસ્વાર્થી અને નિર્મળ નથી જણાતા કેમકે સમાજીઓ અને બીજાઓને આ વાતની ખબર છે કે તેમનું આ ધર્મ પ્રચાર કાર્ય મુસ્લિમો કેવી દ્રષ્ટિએ જુએ છે"

(પાયોનિયર અલાહબાદ ૨૩ જુન ૧૨૨૪)

જ્યારે એથી પણ આર્ય સમાજીઓનો જુસ્સો ઠંડો ન પડયો તો અલ્લાહના હુકમ

"ઘરના ભેદીએ સાક્ષી આપી" (કુરઆને હકીમ)

મુજબ અલ્લાહે તેઓમાં એક વિશ્વાસ પાત્ર શાક્ષીનો જન્મ આપ્યો જેણે મહાત્મા ગાંધીજીની વાતને ટેકો આપ્યો એટલે પંજાબના મહાન લીડર લાલા લજપતરાયજીએ સ્વીટ ઝર લેન્ડ (યુરોપ)થી એક લેખ પોતાના પેપર "બંદેમાતરમ" (લાહોર)માં પ્રગટ કરાવ્યો જેનો ટુંક સાર આ છે:-

"હું ૧૮૮૨ ઇ. સ. ના નવેમ્બરમાં આર્ય સમાજનો મેમ્બર બન્યો અને ૧૯૨૦ માં મેં મારો સબંધ વેગળો કરી નાંખ્યો હું ૩૮ વર્ષના અનુભવ ઉપરથી આ કહી શકું છું કે મહાત્મા ગાંધીજીએ આર્ય સમાજ પર જે ટીકા કરી છે તે તેમના પ્રેમનો પુરાવો આપે છે એમાં ઘણી સચ્ચાઈ છે. આર્ય સમાજીઓને જોઇએ કે તિરસ્કારના ઠરાવો પસાર કરવાને બદલે શાંત અને ઠંડા દિલે એની ઉપર વિચાર કરે."

(આર્ય ગેઝટ લાહોર ૭, ઓગસ્ટ ૧૯૨૪)

ગાંધીજીએ ગઝબ ઉપર ગઝબ આ કર્યો કે એ પણ લખી દીધું કે.

"ઇસ્લામ જુઠો નથી. હિન્દુઓએ માનપૂર્વક એને જોવો જોઇએ, પછી તેઓ જેમ હું વર્તુ છું તેમ પ્રેમ સાથે તેઓ વર્તશે.'

(યંગ ઇન્ડીઆનો અનુવાદ પ્રતાપ ૪, જુન ૧૯૨૪ ઉપરથી) બસ પછી શું હતું ? આર્ય સમાજીઓએ ગાંધીજીથી ફુરસત મેળવીને ઇસ્લામ અને ઇસ્લામના પયગમ્બર (સલ૦) પર હુમલા આરભ્યા તે હુમલાઓમાંથી એક પુસ્તક રૂપમાં આ છે જેનું નામ છે "રંગીલા રસૂલ" આ પુસ્તકમાં હઝરત સચ્ચિદુલ આમ્બયા (સલ૦)ની ખાનગી બાબતો એટલી ખરાબ અને અત્યત લાગણી દુઃખવ નારી રૂઢીએ લખેલી છે. કે દેશ આખામાં ધુમ મચી ગઇ. એટલે સુધી કે મહાત્મા ગાંધી જેવા નમ્ર મિઝાજના અને ધૈર્યવાન વડીલે પણ આ પુસ્તક માટે અત્યંત તિરસ્કાર ઝાહિર કર્યો ગવર્ન-મેન્ટે આ પુસ્તકને વાંધા ભર્યો ઠેરવ્યો, પરંતુ ડરપોક કર્તાએ પુસ્તક પર નામ નહિ* આપ્યું હતું, એ માટે ગવર્નમેન્ટે એના પ્રસિદ્ધ કર્તા પર કેસ ચલાવ્યો ગવર્નમેન્ટની જે ફર્ઝ હતી તે તેણે બજાવી અસલ લખાણનો જવાબ આપવો રાજયનુ કાર્ય નથી પરંતુ મુસલમાનોનું છે એ માટે જેવી રીતે ગવર્નમેન્ટે પોતાની ફર્ઝ બજાવી છે તેવી રીતે અમે પણ અમારી ધાર્મિક ફર્ઝ બજા-વીએ છીએ એટલે જવાબ આપીએ છીએ જેથી મુસલમાનોના ઝખ્મી દિલો પર મલમ લાગીને શાન્તિ થાય અને દેશમાં શાન્તિ અને અમન સ્થપાય.

---

* નોંધઃ-જે આજે જુન ૧૯૨૪ સુધી કેસનો અંત આવ્યો નથી.

**પક્ષપાત અને નકામી હિમાયત**

ઉપરોક્ત પુસ્તક અસભ્ય, હલકી ભાષામાં અને લાગણી દુઃખવનારૂં હોવા છતાં આર્ય વર્તમાન પત્રો એના વખાણ ગાવામાં પોતાનું એડીચોટીનું બળ લગાવી રહ્યા છે, દાખલા તરીકે આર્યસમાજની હિમાયતનો એકલો એજંટ "પ્રતાપ" લખે છે.

**"રંગીલા રસૂલ" પર ખોટો શોરબકોર**

"એમ જણાય છે કે અમારા મુસલમાન મિત્રો મહાત્મા ગાંધીને આર્યસમાજ વિરૂદ્ધ ઉશકેરવામાં એડી ચોટીનું બળ વાપરી રહ્યા છે. જે માટે તેઓએ એક તદ્દન નિર્દોષ પુસ્તક "રંગીલા રસુલ" વિરૂદ્ધ કે જેમાં હઝરત મુહમ્મદ સાહબના જીવનપર ઉપલક દ્રષ્ટિ નાંખવામાં આવી છે, મહાત્મા ગાંધીથી એ'લાન કઢાવ્યો છે. અમે દઆવાપૂર્વક કહીએ છીએ કે આ પુસ્તક (રંગીલા રસુલ)ની લખવાની રૂઢી એવી સભ્યતાભરી અને યોગ્ય છે કે કોઇ અપક્ષપાત મનુષ્યને એની ઉપર વાંધો નથી થઈ શકતો

(પ્રતાપ ૨૬ જુન ૧૯૨૪ પૃષ્ઠ ૨)

ઇસ્લામી પત્રોએ જ્યારે ઉપરોક્ત પુસ્તકપર ધિક્કાર વર્સાવ્યો ત્યારે એજ આર્યસમાજી પત્રે આ જાતના અશિષ્ઠ પુસ્તકો લખવાનું કારણ દર્શાવ્યું કે,

"જો બુદ્ધ, ઇસા, નાનક અને દયાનદપર ટીકા થઈ શકે છે તો કોઇ કારણ નથી કે મુહમ્મદ એથી વેગળો હોય. કોઇ પણ હિન્દુ કિંવા સમાજી હઝરત સંબંધી

કોઇ જાતની બેઅદબી પોતાની કલ્પનામાં નથી લાવી શકતો. હા, તે આ સિદ્ધાંત માટે લડશે કે હઝરતનું જીવન ટીકા અને આક્ષેપોથી વેગળો હતો. મુસલમાનોનો કોઈ હક નથી કે જ્યારે કોઇ પરધર્મી આ બાબતપર કલમ ઉપાડે તો તેઓ પોતાનાથી બાહિર થઇ જઇ તેને કચડી નાંખવાના પ્રયત્નો કરે”

(પ્રતાપ ૧૨ જુલાઇ, ૧૯૨૪)

કદાચ આ સિદ્ધાંતથીજ વેદ સમાજીઓએ લાહોરથી દયાનંદ-જીના જીવનની ટીકા કરનારા થોડાક ટ્રેકટો (“આર્ય સમાજીના સ્થાપક દયાનંદનું જીવન” અમર સિંઘ કૃત વિગેરે) પ્રસિદ્ધ કર્યા હતા જેનો જવાબ આર્યસમાજીઓથી બની શકયો નહિં અથવા અમે નથી જોયો. અમારો હક હતો કે આ સિદ્ધાંત હેઠળ અમે તેમાંથી નમૂના દેખાડતે પરંતુ અમે તે ખુદાની કેળવણીની પાબં-દી અગળ લાચાર છીએ જેણે અમને ફિરઅવન જેવા શત્રુને તબલીગ કરતાં હુકમ આપ્યો.

“ધર્મ પ્રચારમાં કટ્ટા શતરૂઓ સ્હામે પણ નમ્ર વાતો કરો.” (કુરઆને હકીમ)

ગુફતગૂ આઇને દુરવેશી નબુદ,
વરના બાતૂ માજરાહા દાસ્તેમ.

(અર્થ: અમારા દુરવેશોના કાનૂનમાં એવી વાતો ન હતી. નહિ તો અમે તમારી સાથે એવોજ વર્તાવ રાખતે)

હવે અમે રંગીલા કર્તાની લખવાની રૂઢી દેખાડવા એક દાખલો રજુ કરીએ છીએ જેથી તેના હિમાયતીઓને જાણ થઇ શકે કે મઝકૂર કર્તાએ હુઝુર (સલ.)ના જીવન ચરિત્ર પર ટીકાજ માત્ર નથી કરી પરંતુ હલકા કટાક્ષ બાણોપણ વાપર્યા છે. જેથી સમાજીઓ (કર્તા અને તેના હિમાયતીઓ)ની સભ્યતા અને ન્યાયની સ્થિતિની જાણ થઇ શકે. મહાશયજી હઝરત ખદીજા (રદિ.)ની બાબત લખે છે.

> "મુહમ્મદ બચપનેમે યતીમ હો ગએથે. બોહોત મુદ્દત તક માંકી મામતા કા સુખ ન દેખા થા. ઈસસન રસીદા (વયો વૃદ્ધ) અવરત (ખદીજા)સે બિયાહ કરલેનેસે દોનું મુરાદે (માં અવર બીવીકી) હાસિલ હુઇ.
>
> ( રંગીલા પૃષ્ઠ ૧૧. )

વાંચકો ? આ સભ્યોની સભ્યતાનો વિચાર કરો કે કેવા લાગણી દુઃખવનારા શબ્દોમાં હઝુર (સલ.)ની પત્નિ હઝરત ખદીજતુલ કુબરા રદિયલ્લાહુઅનહાને એક રીતે રસૂલુલ્લાહ (સલ.)ની માતા દેખાડે છે. આ છે સમાજી સભ્યતાનો નમૂનો અને આ છે તેમના સત્યની હિમાયતનો દાખલો જેની ઉંપર અમને આ કહેવાનો હક છે.

ન પોંહચા હય ન પોંહચેગા તુમ્હારી ઝુલ્મ કેશીકો
બોહોતેસે હો ચુકે હંય ગરચે તુમસે ફિત્ના ગર પહલે.

સમાજીઓ ! તમે પોતાના મુખે મોટી સભ્યતાના દઅવાઓ કરો છો અને કહો છો કે અમે તેજ વાત કરીએ છીએ જે ઇસ્લામના પુસ્તકોમાં લખેલી છે. શું આ અસભ્ય દાખલાનો પુરાવો પણ તમે કોઇ ઇસ્લામી પુસ્તકમાંથી દેખાડી શકો છો ?

**બીજું પુસ્તક** "રંગીલા રસૂલ" સિવાય એજ જાતનો વિષ પૂર્ણ એક પુસ્તક "વિચિત્ર જીવન" નાગરી ભાષામાં પ્રગટ થયો છે. જેનો કર્તા પંડિતકાલીચરણ છે. એની ચર્ચા પણ અહિં પ્રસંગોપાત થશે.

**મુસલમાનોને સંબોધન** ઇસ્લામી બિરાદરો! આજકાલ જે નાલાઇક વાતો તમે ઇસ્લામ અને ઇસ્લામના પયગમ્બર (સલ.) ની મુબારક શાનમાં સાંભળો છો, તેથી નાખુશ થવું ઝરૂરી છે પણ એક વાતે આ ખુશીનો પ્રસંગ પણ છે. તે એમ છે કે વિરોધીની અશિષ્ઠ અને લાગણી દુઃખવનારી વાણીથી કુરઆને હકીમની એક ભવિષ્યવાણી ખરી પડે છે. બસ ધ્યાનથી સાંભળો ફરમાન થાય છે.

**"તમે લોકો વિરોધીઓ અને ઇસ્લામના મુનાફિકોથી કડવી કડવી વાતો સાંભળશો."**

એટલે ઇસ્લામના વિરોધીઓ તમારા અને તમારા ધર્મના હકમાં અતિ સખ્ત અશિષ્ઠ વાતો કરશે, જે તમે નિત્ય સાંભળશો આતો ભવિષ્ય વાણી થઇ પણ તમે મુસલમાનોની તે વેળાએ શું ફર્ઝ હશે તે પણ સાંભળી લો.

**"જો તમે મુસલમાનો (તેમની કડવી વાતો સાંભળીને) ધીરજ ધરશો અને ખુદાથી ડરતા રહેશો તો એ ખુદાની નઝદીક મહા કામ છે."**

માટે હે ઇસ્લામી બંધુઓ! તમને જો એવી અસભ્ય વાણીથી દુઃખ થાય છે, તો આ દુઃખમાં આ ખુદાઇ હુકમને પોતાનો

સિદ્ધાંત બનાવી લો અને કઠણુ વાતો કરનારાઓને ખુદાને હવાલે કરી દો ખરૂં તો આ છે કે.

'દર અફ્વ લઝઝ તીસ્ત કે દર ઇન્તિકામ નીસ્ત (અર્થ ક્ષમામા જે રસ છે તે વેરમાં નથી.)

**આર્ય કર્તાની લખવાની રૂઢી**

જ્યારથી સ્વામી દયા નંદે આર્ય સમાજીઓને સખત વાતો કરવાનો અને લાગણી દુઃખવવાનો ચસ્કો લગાડયો ત્યારથી સમાજીઓ તેજ રંગમાં રંગાઇ ગયા છે ખાસ કરીને અમારા સરદાર હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની શ્રેષ્ટ શાનમાં તેમની આ સ્થિતિ છે કે માત્ર એક વચનથીજ યાદ કરે છે દાખલા તરીકે મુહમ્મદ આયા, મુહમ્મદ ગયા, મુહમ્મદ બોલા વિગેરે અને કોઇ અદના રાજા નવાબ બલ્કે કોઈ સમાજનો પ્રધાનનું નામ પણ માન પૂર્વક લે છે. પરંતુ કરોડો બલ્કે આરંભથી આજ સુધી અબજો મનુષ્યોના અતિ માનનીય ધાર્મિક આગેવાનનું નામ એવા શબ્દોમાં લે છે કે સહન થઇ સકતું નથી એના જવાબમાં તો અમે પણ એમના ગુરૂને માત્ર દયા નંદજી એક વચની શબ્દથી યાદ કરીએ તો અમારા માટે કોઇ વાંધો કરે નહિ, પરંતુ અમે કદી પેહલાં એવું નથી કર્યું અને ન આ જવાબમાં કરશુ કેમ? એ માટે કે અમે જે મનુષ્યોના સરદાર અને રસૂલ (સલ.) ને માટે ગુસ્સે થયા છીએ તેનીજ કેળવણી છે કે.

"પ્રત્યેક મનુષ્યથી તેના ઇઝઝત લાઇક વર્તાવ કરો."
એટલે જે કોઇ કવમનો વડો છે તેની સાથે વડા જેવો વર્તાવ કરો. (હદીસ)

સમાજીઓ આ નૈતિક કેળવણી પર અમલ કરતા નથી તો તે એના જવાબદાર છે, અમે શાને અમારા સરદારના હુકમ વિરૂદ્ધ અમલ કરીએ.

**મુહમ્મદ અને સ્વામી**

એ માટે ભવિષ્યમાં અમે આ ઉચ્ચ નિતિના શિક્ષક અને મહાન ને સુધારક ઇસ્લામના પયગમ્બર (સલ)ની કેળવણી પાબંદીમાં દયાનંદને માત્ર દયાનંદ નહિ લખશું પરંતુ અમારી રૂઢી મુજબ તેમના માનનીય ઉપનામ સાથે સ્વામી દયાનંદ લખશું જેથી પુરવાર થઇ જાય કે ઇસ્લામના પયગમ્બરે આ જગતમાં નૈતિક કેળવણી કેટલી ઉંચાઇના શિખરે પોહોંચાડી દીધી છે. (અમારી જાન અને માલ તેમની ઉપર ફિદા થાય:)

"હે અલ્લાહ દરૂદ અને સલામ મોકલ મહુમ્મદ (સલ.) અને તેમની અવલાદ અને સહાબાઓ ઉપર"



# મુકદ્દસ રસૂલ.

## પ્રકરણ ૧ લું.

### આર્ય સમાજીઓની લગ્નની રૂઢિ.

રંગીલા કર્તાના સર્વ આક્ષેપો રસૂલ (સલ૦)ના ખાનગી જીવન પર છે, એ માટે સૌથી પહેલાં આર્ય સમાજીઓની અને ઇસ્લામની વિવાહ રૂઢીઓને જોવી જોઇએ કે ઉભયમાં શું તફાવત છે. કોણ નથી જાણતું કે ઇસ્લામમાં વિવાહની આ રૂઢિ છે કે પુરૂષ અને સ્ત્રીની ખુશીથી એઉનો કરાર કરાવવામાં આવે છે, કે તમે એક બીજા સાથે આખી વય સારો નિભાવ કરજો જો કોઇ પક્ષ (પુરૂષ હો કે સ્ત્રી) વિવાહ કરવાથી ખુશી ન હોય તો વિવાહ નહિ થશે એથી વિરૂદ્ધ સમાજીઓના ગુરૂની આ કેળવણી છે.

"વિવાહ આઠ પ્રકારના હોય છે. (૧) બ્રાહ્મ, (૨) દૈવ, (૩) આર્ષ, (૪) પ્રજાપત્ય, (૫) આસુર, (૬) ગાંધર્વ, (૭) રાક્ષસ, (૮) પૈશાચ એ વિવાહોના અર્થ આ પ્રમાણે છે;

બ્રાહ્મ–વર અને કન્યાએ સારી રીતે બ્રહ્મચર્ય પાળી પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરી સુશિલ થઇ એક બીજાની પ્રસન્નતા પૂર્વક કરવામાં આવતો જે વિવાહ તે "બ્રાહ્મ વિવાહ" કહેવાય છે.

દૈવ-જેમાં ઋત્વિગ લોકો વિધિ પ્રમાણે કર્મો કરી રહ્યા છે, તે મોટા યજ્ઞમાં અલંકારેથી ભૂષિત થયલી કન્યાનું જમાઈને દાન આપવું તે "દૈવ વિવાહ" કહેવાય છે.

આર્ષ–વરની પાસેથી કંઈ લઈને જે વિવાહ કરવામાં આવે છે તેને "આર્ષ વિવાહ" કહેવાય છે.

પ્રાજાપત્ય–ધર્મવૃદ્ધી માટે જે વર કન્યાના વિવાહ કરાય છે તે "પ્રાજાપત્ય" વિવાહ કહેવાય છે.

આસુર–વર કન્યાને કંઇ આપી જે વિવાહ થાય છે તે "આસુર વિવાહ" કહેવાય છે.

ગાંધર્વ–કોઈ પણ નિયમ વિના તથા કોઇ પણ નિશ્ચિત સમય વિના વર અને કન્યાની ઇચ્છા પ્રમાણે પરસ્પર જે અકસ્માત સંયોગ થવો તે 'ગાંધર્વ વિવાહ" કહેવાય છે.

રાક્ષસ–લડાઈ કરી બલાત્કારથી અથવા કપટથી કન્યાનું હરણ કરી સંયોગ કરવો તે "રાક્ષસ વિવાહ" કહેવાય છે.

પૈશાચ–સૂતેલી અથવા મદ્યાદિના પાનથી મત્ત (ગાંડી બેભાન) બનેલી કન્યા સાથે બલાત્કારથી જે સંયોગ કરવો તે "પૈશાચ વિવાહ" કહેવાય છે.

આ આઠ પ્રકારના વિવાહોમાં બ્રાહ્મ સર્વથી ઉત્તમ દૈવ અને પ્રાજાપત્ય મધ્યમ, આર્ષ, આસુર અને ગાંધર્વ નિકૃષ્ટ, રાક્ષસ અધમ અને પૈશાચ મહા ભ્રષ્ટ છે.

(સત્યાર્થ પ્રકાશ સ. ૪ પૃષ્ઠ ૭૭–૭૮)

આ શબ્દો સત્યાર્થ પ્રકાશ (ઉર્દુ) ની પહેલી આવૃતિમાં એમજ છે પણ ચોથી આવૃતિમાં સમાજીઓએ એક કમાલ કરી છે, આરંભમાં આ શબ્દો વધારી દીધા છે.

"વિવાહ (સંતોત્પત્તિની રીત) આઠ પ્રકારની છે"!

આ વધારો પણ અમને હાનીકારક અને તેમને લાભદાયક નથી પણ અમને લાભદાયક છે. જો કે સ્વામીજીએ નંબર સાત અને આઠને અધમ અને મહાભ્રષ્ટ લખ્યાં છે, પરંતુ એટલું તો માન્ય છે કે વિવાહ થઇ જાય છે અને જે સંતતિ આ બે પ્રકારથી જન્મશે તે ખરા વારસદાર કહેડાવવાની હકદાર છે.

વાંચકો! વિચારો, કેટલી બેશરમી અને જોખમ ભરેલી કેળવણી છે! કોઈની નિર્દોષ અબળાને બલાત્કારે કે દગાથી, લુંટીને કિંવા ધોકો કે ફરેબ આપીને દારૂ પીવડાવીને લગ્નગાંઠે બાંધી લેવામાં

સ્વામીજીના કહેવા મુજબ વિવાહ થઇ જશે પછી ભલે અધમ અને મહાભ્રષ્ટ કહેવાય પરંતુ બળજોરીએ પતિ બનાવી આ અબળાને રાખવાનો હક માન્ય છે અને એથી જન્મેલી અવલાદ જાઇઝ થશે. (ઉફ ! ઝુલ્મ ! !) (નંબર છો ગાંધર્વ પણ વિચારવા લાઇક છે જે નિઃશક જાઇઝ છે) સમાજીઓની ખાનગી જીવનનું આરંભ દેખાડીને હવે અમે અસલ જવાબ તરફ વળીએ છીએ.

# પ્રકરણ બીજું.

## પ્રસ્તાવિક જવાબ.

રંગીલા કર્તાએ રસૂલ (સલ૦) ની પહેલી પચીસ વર્ષની ઝિંદગીને બ્રહ્મ ચારી જીવન કહીને એક મોધમ ટાણો માર્યો છે. તેના શબ્દો આ છે.

"હમ અવ્વલ અવ્વલ એક નઝર મુહમ્મદ કે ઝમાનએ તજર્રૂદ [બ્રહ્મચર્ય] પર ડાલના ચાહતે હૈં ક્યોં કે દુન્યાયેં અપસે બોસીદા [જરીપુરાણા] દિમાગકે લોગ મવજૂદ હૈં જો ખાહમખાહ ભલે માનસોંકી આદાત

[દેવો] પર, અઅમાલ [કૃત્યો] પર અકવાલ [કહેણો] પર શક કરતે હય હમ મુહમ્મદકો બ્રહ્મચારી માનતે હય ક્યોંકે ઉસને ઈસ બારેમેં અપની શહાદત આપ હે રખી હૅય.

એક મકામપર આપ ફરમાતે હુંય, "એક રાત મંય એક કુરેશી લડકે કે સાથ મિલકર રેવડ ચરા રહા થા, મંયને ઉસ લડકેસે કહા કે અગર તું રેવડકી પસબાની [દેખરેખ] કરે તો મંય જાઉં અવર જિસ શુગ્લમે નવજવાન રાતકા વકત ગુઝારતે હુંય, મંયભી ગુઝાર આઉં." યેહ કેહકર મુહમ્મદ ચલા ગયા. મગર વહાં એક શાદીકી દઅવતને ઉસકી તવજ્જુહ [ધ્યાન] અપની તરફ મબઝુલ કરલી [આકર્ષી લીધી] અવર ઉસે નીંદ આ ગઈ.

એક અવર રાત વો' ફિર ઇસી ઇરાદેસે મકે પોહોંચા મગર બહિસ્તકે નગમોંને [સ્વર્ગના મીઠા સંગીતે] ઉસકે દિલકો મસહુર કરલિયા [આકર્ષી લીધું] વો' વહીં બયઠ ગયા અવર સોતે સોતે સુબ્હ કરદી. મુહમ્મદ કહેતા હય કે ઇન દો વાકિઆત [બનાવો] કે બાદ મેરા દિલ બુરાઇ કી તરફ નહીં બઢા." [હયાતે મુહમ્મદી કર્તા મ્યોર સાહેબ.)

હમેં મુહમ્મદ કે કવલપર ઇઅતિબાર [વિશ્વાસ] હય ક્યોંકે ઉસે "અમીન" કહા ગયા હય. હમ માનતે હય

કે ઉસ્કા દિલ ગુનાહકે શાઇબે [પાપના પડછાયા] સે બરી [વેગળો] થા કોહી હક્એ ઉસે શયતાનને ગુમરાહ કિયા મગર તાઇદે ગયબી [ઇશ્વરી સહાય] શામિલે હાલ હુઇ અવર હુમારા રંગીલા રસૂલ ઇસ ચાહે ગુમરાહી [કુમાર્ગે જતો] બાલ બાલ બચ ગયા કમ અઝ કમ ઉસ્ને અમલન (વર્તનમાં) ગુનાહ નહી કિયા."

(રંગીલા પૃષ્ઠ ૭-૮)

આ બ્યાનમાં સર વિલિયમ મ્યોરનો હવાલો આપતાં મહાશયે ઘણી ખિયાનત કીધી છે. પ્રથમ અમે સર મ્યોરનું અસલ લખાણ નકલ કહીએ છીએ મ્યોર સાહેબે એક શિર્ષક બાંધ્યું છે.

મુહમ્મદની કિર્તિવંત અને નિતિપૂર્ણ યુવાની.

આ ઉત્તમ શિર્ષક હેઠળ તેમનો આખો લેખ વાંચી જાઓ. તેના શબ્દો આ છે:—

| અસલ લખાણ. | અનુવાદ. |
|---|---|
| All the authorities agree in ascribing to the youth of Mahomet a correctness of deportment and purity of manners rare among the people of Mecca. (2) His modesty is said to have been | સઘળા ઇતિહાસ કારો સંમત છે કે યુવાનાવસ્થામાં મુહમદ (સલ.) ના ચરિત્રના ધોરણ અને જીવનની પવિત્રતા સર્વ માન્ય હતી, જેથી મક્કાના લોકો કેવળ નિર્મુખ હતા. (૨) તેમનું શરમાળપણું આશ્ચર્ય |

miraculously preserved. (3) "I was engaged one night (so runs a tradition from the prophet,) "feeding the flocks in company with a lad of Coreish (4) And I said to him, if thou wilt look after my flock I will go into Mecca and divert myself there as youths are wont by night to divert themselves". (5) But no sooner had he reached the precincts of the city than a marriage engagedhis attention, and he fell asleep. (6) On another night, entering the town with the same intentions, he was arrested by heavenly strains of music, and sitting

ચક્તિ રીતે સુ.ક્ષિત રહેલું કહેવામાં આવે છે.

(૩) એક રાત્રે (પયગમ્બરની એક હદીસ અનુસાર) હું એક કુરયશ છોકરા સાથે ચોપગાના ટોળાને ખવરાવવામાં રેકાયલો હતો.

(૪) મ્હે તેને કહયું કે જો તું મારા ટોળાની દેખરેખ રાખે તો બીજા યુવકો સહેલ કરે છે હું એ મકકા જઇ સહેલ નિવૃતિ કરૂ.

(૫) પરંતુ તેઓ મકકા નગરીની હદ સુધી પોહોંચ્યા કે તરતજ એક શાદીના ઓત્સવે તેમનું લક્ષ ગુંથી લીધું અને તેઓ ત્યંજ સુઇ ગયા. (૬) એક બીજી રાત્રે આવીજ ઇચ્છાએ તેમણે નગરમાં પ્રવેશ કર્યો, તવોજ આકાશી સંગીતના નાદોએ તેમનું લક્ષ રોકયું તેઓ ત્યાંજ બેસી ગયા અને સ્હવાર

| | |
|---|---|
| down he slept till morning. (7) Thus he again escaped temptation. (8) "And after this," added Mahomet, "I no more sought after vice even until I had attained into the prophatic office." | સુધી ત્યાંજ નિદ્રાધીન રહ્યા. (૭) આ પ્રમાણે ફરીવાર તેઓ મોહથી વિમુખ રહ્યા. (૮) અને આ પછી મુહમ્મદ (સ.) ઉમેરે છે કે, "હું કદી ફરીવાર વાસના પાછળ ભમ્યો નહિ. પયગમ્બરી ની પદ્વિ પ્રાપ્ત થતાં સુધી" |

સર મ્યોર સાહેબનો આ અંગ્રેજી ઉતારો અને તેનું ભાષાંતર રસૂલ [સ૦.] ના પવિત્ર ઝીંદગીને સ્પષ્ટ રીતે ઝાહીર કરી રહ્યો છે તો પણ શતરૂઓનું મુખ બધ કરવા અમે હજી વધુ ખુલાસો કરીએ છીએ. અરબોની સભાઓ થતી હતી. જેવી આજકાલ સભ્ય દેશોમાં હોય છે. રાત્રી સમયે લોકો ત્યાં બેસીને શએર શાએરી કરતા અને દેશના બનાવોની ચર્ચા કરતા આ રિવાજ પુરાવા સાથે કિતાબ "બુલૂગુલ ઇરબ ફી અહુવાલિલ અરબ"માં મળે છે મ્યોર સાહબ આ સ્થળે પોતે પણ "તારીખે તિબરી" નો હવાલો આપ્યો છે. તારીખે તિબરીને જુઓ તો તેના પુસ્તક બીજામાં આ શબ્દો મળે છે.

> "હુઝુર (સલ.) એ પોતાના સાથી છોકરાને કહ્યું કે હું ઇચ્છું છું કે મક્કામાં જાઉં અને તેવીજ રીતે વાતો કરૂં અને કથાઓ સાંભળું જેવી રીતે યુવકો સાંભળે છે."
>
> (પૃષ્ઠ ૧૯૬)

આ શબ્દો હેતુને સ્પષ્ટ ઝાહિર કરી રહ્યા છે, કે મક્કામાં જવાથી રસૂલ (સલ૦)ની કોઇ બુરી નિષ્ઠા ન હતી, જેવી રીતે વિરોધીએ લખ્યુ છે, પરંતુ દેશના રિવાજ મુજબ એક સામાન્ય કાર્ય હતું. કારણ કે રસૂલ (સલ૦) નું મુબારક સમય આરંભથીજ એવા સાધારણ કાર્યોમાં વ્યર્થ જતો ન હતો એને મહાશય વિરોધી પણ માને છે.

"મુહમ્મદ તનહાઇ (એકાંત) પસંદ આદમી થા. ખિયાલાત [વીચારો] કી દુન્યામેં મસ્ત રહેતા પહાડોમેં, સહરાઓમેં [રણોમાં] મયદાનોમેં, નખલિસ્તાનોં [ખજુર બાગ] મેં ખિલવતકે ગોશે [એકાંતવાસ] મેં ભી બયઠતા અવર અપને દિલસે બાતે કિયા કરતા થા."

(રંગીલા પૃષ્ઠ ૧૨)

એ માટે રસૂલ (સલ૦) એ આ સાધારણ કાર્ય પણ જે દેશના રિવાજ મુજબ કોઇ રીતે વાંધા ભર્યો ન હતો, જેવી રીતે આજે પણ છાપાઓ વાંચવાની રૂઢીએ સારૂ લેખાય છે, પોતાની ઉચ્ચ શાનની દ્રષ્ટીએ પસંદ નહિ ફરમાવ્યું.

"માં હમમતા બઅદહા બિસૂઅ." [તિબરી]

એટલે સર મ્યોર સાહબના લખવા મુજબ "હું કદી ફરીવાર વાસના પાછળ ભમ્યો નહિ."

સમાજીઓ! તમારો રંગીલો કર્તા શું ખરૂં કહે છે.

"મુહમ્મદકી જીન્દગી સબક ખેઝ [બોધદાયક] જીન્દગી હય નસાઈહ [ઉપદેશો] સે પુર, ઇબરતો [બોધ] સે

લબરેઝ [ભરપૂર] વાકિઇ રહનુમા હય [ખચિતજ માર્ગ દર્શક છે] હકીકી મઅનોમેં રહનુમા હય "

(રંગીલા પૃષ્ઠ ૬)

ખરૂં છે,

મુજહમેં એક અયબ બળા હય કે વફાદારહું મંય,
ઉનમે દો વસ્ફ હય બદખો ભી હય ખુદ દાંભી હય.

---

# પ્રકરણ ત્રીજું.

## સંક્ષિપ્ત જવાબ.

મહાશય કર્તાના સવ આક્ષેપો અને કટાક્ષોનું ખુલાસો આ છે કે રસૂલ (સલ.) એ ઘણી સ્ત્રીઓ કીધી. અને તેમની સાથે આપ મોજીલો સહવાસ એટલે સ્ત્રીઓની ઇચ્છાનુસાર આનંદી સ્વભાવ સથે આનંદી જીવન વિતાડતા હતા. મોજ તો આ છે કે ઘણું અહંકાર સાથે તે આ પણ માને છે.

"મુહમ્મદકા પહેલા નિકાહ પચ્ચીસ સાલકી ઉમરમેં હુવા. યહાં તો આર્ય સમાજીઓકો માનના હોગા કે

મુહમ્મદને શાસ્ત્રકે મુતાબિક પહેલા હિસ્સા મુજરંદ [કુંવારા] રહ કર ગુઝારા. મુહમ્મદ બ્રહ્મચારી થા અવર ઇસકા હક થા કે શાદી કરે."

( રંગીલા પૃષ ૭. )

તે આ પણ માને છે, કે,

"મુહમ્દ બ્રહ્મચારીથા ઉસ્ને પચ્ચીસ બરસકી ઉમ્ર તક શાદી નહીં કી અવર આલમે જવાનીકે તમવ્વજાત [યૌવન કાળની ઉર્મિઓ] કે બાવજૂદ બચા રહા."

[રંગીલા પૃષ્ઠ ૮]

વિરોધીને આ પણ માન્ય છે કે,

"મીઆદે ખાનાદારી કે [ગૃહસ્થાશ્રમના નિયમાનુસાર] પચ્ચીસ બરસ મુહમ્મદ એકહી બીવી પર કાનિઅ રહા. અવર વોભી દો ખાવિન્દો [પતિઓ] કી બેવાં [વિધવા] જો નિકાહકે વકત ચાલીસ બરસકી અવર ઇન્તિકાલ [મરણ] કે વકત પયસઠ (૬૫) બરસકીથી. ઈસ બુઢ્ઢયા સે ઇસ જવાનકી નિભ ગઈ. યેહ બાત મુહમ્મદકી પાકીઝા ખાતિરી [પવિત્ર જીવન] પર દલાલત કરતી હય."

[રંગીલા પૃષ્ઠ ૧૮]

ખરું છે.

"શ્રેષ્ટતા તે છે, જેને શત્રુઓ પણ માન્ય રાખે" (અરબી કહેવત) એટલી કબુલાત અને ઇકરાર છતાં પણ આર્ય લેખકે જે કંઇ આક્ષેપો રસૂલ (સલ.)ની ખાનાદારી (ગૃહ જીવન) પર કર્યાં છે. તે એક સિદ્ધાંતના ભ્રમ ઉપર રચાયલી છે. એ માટે આ સંક્ષિપ્ત

જવાબમાં પહેલાં અમે તે સિધ્ધાંતો દેખાડવા માંગીએ છીએ, જેનુ અનુસરણ કરવું દરેક ધર્માત્મની બલ્કે દરેક ગ્રુહસ્થની ફરજ છે.

**કુદરતી સિદ્ધાંત**

આર્ય સમાજીઓ આ સિધ્ધાંતને માનેછ કે જે કામ કુદરતના નિયમાનુસાર હોય તે વાંધા પાત્ર નથી, તેની ઉપર વાંધો લેવો પોતે વાંધાને પાત્ર થવા સમાન છે. માટે આ સિધ્ધાંત અનુસાર અમે જોઇએ છીએ, અને આર્ય સમાજીઓને દેખાડીએ છીએ કે રસૂલ (સલ.) નું ખાનગી જીવન તદ્દન કુદરતના નિયમ અનુસાર હતુ. અમે મનુષ્યોમાં પણ જિજ્ઞાસાઓ જોઇએ છીએ. એક ખાનની અને બીજી પાનની જન્મથી મરણ સુધી દુધ પીતા બાળકથી લઇને વૃદ્ધ સુધી સઘળાને એક સરખી છે. તેમના કુદરતી હોવામાં કંઇ શક છે? (નહિજ)

ત્રીજી જિજ્ઞાસા સ્ત્રી પુરૂષની છે જે મનુષ્ય સિવાય પ્રાણીએ સુધ્ધામાં પણ સરખી રીતે દેખાય છે. યુવાન થવા પછી નરને નારીની અને નારીને નરની તરફ ખેચાણ થાય છે, જે પેહલી બે જિજ્ઞાસાઓ પેઠે તદ્દન કુદરતી છે. સારાંશ આ ત્રણે જિજ્ઞાસાઓ એક સરખી રીતે કુદરતી છે.

પેહલી જિજ્ઞાસાઓ તૃપ્ત કરવા માટે માણસને ધાર્મિક અને નૈતિક સિધ્ધાંતો હેઠળ હક છે કે પેતાના ખાન અને પાનની જિજ્ઞાસા તૃપ્ત કરે એટલે એનો નારી જાતિથી મેળાપ પ્રાણી જેવો ન હોય જે તદ્દન સ્વાર્થી હોય છે, પરંતુ સભ્યતાના ખરા સિધ્ધાંત ઉપર હોય જેથી ઉભય પક્ષોના જીવન પર કોઇ અસાધારણ અને

અણ ઇચ્છવા યોગ્ય પ્રભાવ પડે નહિ તેથીજ તો કુરઆને હકીમમાં જ્યાં વિવાહની આજ્ઞા અપાય છે ત્યાં એક બહુ અર્થી શોભાવાળો શબ્દ હોય છે જે સર્વ ખુબીઓથી ભરપૂર હોય છે એ લે

"લગ્ન એ માટે કરો કે સભ્યતાના સિદ્ધાંતો હેઠળ પવિત્ર જીવન ગુજારે, ન કે ફકત કામ વાસના તૃપ્ત કરવા." [કુરઆને હકીમ]

સ્વામી દયાનંદ પણ આ સિધ્ધાંતનું અનુસરણ કરનાર દેખાય છે, જે સભ્યતાના સિદ્ધાંતો વિરૂદ્ધ આખી વય કુંવારા રહેવા છતાં, વિવાહના સંબંધથી જાણકાર રહેવું, માનુષી રૂઢિ અને અસંબંધ લગ્નનું મેળાપ કરવું પ્રાણીઓની રૂઢિ બતાવે છે (જુઓ સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ ૪ થો પૃષ્ઠ ૬૭)

સભ્યતાના સિદ્ધાંતને માનનારા સઘળા આ બાબતમાં સંમત છે કે મનુષ્યની જિજ્ઞાસાઓ તૃપ્ત કરવા અને ઇન્શાની વંશને બાકી રાખવા માટે પતિ પત્નિનું સંબંધ ઘણું અગત્યનું છે. આ સંબંધ ખાસ કરીને તે ત્રીજી જિજ્ઞાસાને પુરી કરવા માટે છે, એ માટે તે જિજ્ઞાસાના જેટલા પ્રકારો હશે તે સઘળાને પુરી કરવાનો માર્ગ એજ એક લગ્ન સંબંધ છે જે મનુષ્ય પોતાની સર્વ ઇચ્છાઓ આ માર્ગે પુરી કરશે તે સભ્ય છે અને એ સિવાય કોઇ બીજો માર્ગ ધારણ કરશે તે વિરોધી અને રાક્ષસ છે કુરઆને મજીદમાં આ ખરા સંબંધના લાભો દેખાડીને સૂચવવામાં આવે છે.

"જે લોકો આ લગ્ન સંબંધ સિવાય બીજા કોઇ માર્ગે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરશે, તેઓજ કુદરતના નિયમોથી વિરૂધ થશે." (કુરઆને હકીમ

આગળ ચાલીને જવાબ સમજાવવામાં સુગમતા થાય એ માટે ત્રીજી જિજ્ઞાસાને અમે સવિસ્તાર વર્ણવીએ છીએ.

સર્વ માન્ય છે કે પુરૂષને સ્ત્રીથી અને સ્ત્રીને પુરૂષથી ઘણી જાતના સંબંધ હોય છે, સંભોગની વાસના તો સર્વ વિધિત છેજ પરંતુ એનાથી ઓછા પ્રમાણુની વાસનાઓ જેને સ્પષ્ટ શબ્દોમાં ચુંબન અને આલિગન કહો અથવા બીજું કંઇ કહો, કદી એ પણ નહિ તો માત્ર મનરંજન વાતોજ થયા કરે છે કદી સહવાસમાં માત્ર દર્શનજ થાય છે. ટુંકમાં કદી કંઇ અને કદી કંઇ આ સર્વ પ્રકારના સંબંધો એવા છે, જે કોઇ અમુક કવમના સર્વ હક સ્વાધીન ઇજારા નથી. પરંતુ સામાન્ય માનવજાતિ બલ્કે દાખલા તરિકે કબુતરને, જુઓ કે કબુતરી સ્હામે કેવા પ્રેમથી નાચ કરે છે અને કેવી કેવી રીતે તેનું મન રાજી કરે છે. મરઘો જે ગૃહજીવન અને કુટુંબ પોષણ વિગેરેમાં સર્વ પ્રાણીઓથી વધીને લગભગ મનુષ્ય જેમ છે, કેવી રીતે મરઘીની સ્હામે નાચ કરે છે અને તેને રાઝી કરવાના પ્રયત્નો કરે છે. આ શું કોઇ મનુષ્યની કેળવણીથી ? નહિજ પરંતુ કુદરતી કેળવણીથી એજ કારણ છે કે પ્રત્યેક કબુતર અને પ્રત્યેક મરઘો બલ્કે પ્રત્યેક ચકલો અને પ્રત્યેક નર એજ રીતે પોતાની નારીનું મન રાજી કરે છે, આ સર્વ કુદરતના દ્રષ્યો છે. એની ઉપર વાંધો લેવું કુદરતના નિયમોપર અવગણુ સમાન છે. જેમ કરવાની કોઇ નાસ્તિકની પણ હિમત નથી.

જો કે સામાન્ય રીતે યુવક અને યુવતિની વયનું વિચાર કરવામાં આવે છે. દાખલા તરીકે યુવતિ જો બાર વરસની હોય

તો યુવક સોળ વર્ષનો કિંવા યુવતિ પંદર વર્ષની હોય તો છોકરો વીસનો પણ કુદરતનો કાનુન અમને દેખાડે છે કે જેવી રીતે ખાન અને પાનમાં મન પસંદીને દખલ છે, એમાં પણ ઉભય પક્ષની મન પસંદી એજ ખરૂં ધોરણ છે. બીજું કશું નહિ એને કોઇ કુદરતી શાઇરે એમ લખ્યું છે.

કાલે ગોરેપે કુછ નહીં મવકુફ
દિલકે મિલનેકા ઢંગ અવર હી કુછ હય.

કુરઆને હકીમમમાં એજ કુદરતી ધોરણ વિષે સજ્ઞા થઇ શકે "જે સ્ત્રીઓને તમે પસંદ કરો તેમનાથી લગ્ન કરો."
(કુરઆને હકીમ)

અમે સમજીએ છીએ કે અમારો આ સંક્ષિપ્ત ઉત્તર પુરતો છે હવે અમે વિસ્તૃત જવાબ પર આવીએ છીએ.

# પ્રકરણ ચોથું.

## વિસ્તૃત જવાબ.

### હઝરત ઉમ્મુલ મુઅમિનીન ખદીજતુલ કુબરા (રદિઅલ્લાહુ અનહા.)

હઝરત ખદીજા [રદી.] નું વિવાહ રસૂલ [સલ.] સાથે તે સમયે થયો, જ્યારે રસૂલ [સલ.] ની વય ભર યુવાનીમાં ૨૫ વર્ષની અને

ખદીજા [રદી.] ની વય ચાલીસ વર્ષની હતી. એવી યુવાન વયમાં કોઇ યુવક વયાવૃદ્ધ સ્ત્રી સાથે લગ્ન કરવું પસંદ નહિ કરે. રંગીલો કર્તા એટલે સુધી માને છે કે,

> "હુમ ખદીજાકો માઇ ખદીજા કહેંગે કયોં કે ઉસ્કી ઉમર (વય) ચાલીસ બરસકીથી જબ વો મુહમ્મદ કે હરમ (ગૃહ) મેં દાખિલ હુઇ થી અગર હકીકતહી ઇઝહારે ઝુરૂરી હુય (ખરૂં પુછો તો) મુહમ્મદ ઉસ્કે હરમ (ગૃહ) મે દાખિલ હુવા." [રંગીલા પૃષ્ઠ ૯]

તમે માઇ કહો, તો તમારા અહો ભાગ્ય ! એમાં શક નથી કે અમારી માઇ તો નહી પણ માતા છે, પણ તમને વાંધો શેનો ? વાંચકો ! આક્ષેપ સાંભળો ! રંગીલો કર્તા શું રસ લઇ લઇને લખે છે.

> "મુહમ્મદને ખદીજાકો તિજારત [વ્યાપાર] કા હિસાબ દિયા અવર અપના ઉજરત [મિહનતાણો] લેકર રૂખસત હુવા ઉસ્કી શરમીલી આંખે, ઝુરૂરતસે કમ ગો [ઓછું બોલનાર] ઝબાન કુદરતી જમાલ [સોંદર્ય,] ઇસ્સે બઢકર ઉસ્કા બેપારકા ખરાપન, ફિર બે તકલ્લુફી અવર સાદગી જો દિલમેં થા વહી ઝબાનપર અવર જો ઝબાનપરથી વહી અમલમેં, બુઢ્ઢીયા [ખદીજા] પર યે બે સાખ્તગી [અસામાન્યતા] અસર કર ગઇ ઉસ્ને મુહમ્મદકો અપની તનહા [એકલી] ઝીન્દગીકા શરીક [સહચર] બનાના ચાહા."
>
> (રંગીલા પૃષ્ઠ ૧૨.)

ભલા માણસ! આટલું લાંબુ કાંતવાની જુરૂરતજ ક્યાં હતી? ટુંકમાંજ કહી દીધું હતે કે

હુસ્ને યૂસુફ, દમે ઇસા, યદે બયઝાદારી,
આંચે ખુબાં હમા દારન્દો તૂ તનહા દારી

[અર્થાત યૂસુફનું રૂપ, ઇસાનો શ્વાસ, મૂસાનું શ્વેતકર, ટુંકમાં રૂપવતાંઓમાં વ્યક્તિગત જે ખુબીઓ છે તે તુજ એકલામાંજ સઘળી સમાઇ ગઇ છે.]

અથવા જો ફારસી કડી યાદ ન થતી હોય, તો ઉર્દૂ કડી લખી દીધી હતે.

હસી હો, મહજબીં હો, દીલનશીં હો;
લકબ જિનકે હય ઈતને વો તુમ્હીં હો.

હઝરત ખદીજા [રદી.) એ જો પોતાને માટે એકાંતનો સહચર પોતાની મરઝી મુજબ પસંદ કર્યો અને હુઝુર [સલ.] એ તેમને પોતાની જીવન સખી બનાવી તો ઉપલી પ્રસ્તાવના મુજબ તમારે કહેવાપણુંજ શું હતું?

હા એક ઇતિહાસિક બનાવ તમે મ્યોર સાહબના પુસ્તક "મુહમ્મદનું જીવન ચરિત્ર" થી નકલ કર્યો છે, જે અમારી કોઇ રીતે વિરૂદ્ધ નથી પણ અમે એને માટે પણ વાંચકોને સૂચવીશું કે આ આખી કથા આરંભથી અંત સુધી તદન ખોટી છે. તે કથા મહાશયજીના શબ્દોમાં એમ છે.

"ખદીજાકા બાપભી ઝિન્દા થા. ઉસ્કી તરફસે ખદશા [ભય] થાકે વોહ રાસ્તેમેં રોળા હોગા [માર્ગમાં આડે

આવશે] ઇસ અસનામેં [તે સમયે] ખદીજાને એક દઅ-
વતકી અવર ઉસ્મે અપને અવર મુહમ્મદકે ખાનદાન
વાલોંકો મદઉ કિયા [આમંત્રણ આપ્યું] શરાબકા દવર
ચલને લગા ખદીજાકા બાપ ઇસ દવરમે બહ ગયા. હદસે
ઝિયાદા પી ગયા. બુજ્હાથા. બહક ઉઠા. યિહી વો મવકા
[પ્રસંગ] થા, જિસ્કી સબકો તાકથી. ઉસે શાદીકે કપડે
પેહના દિયે ગએ અવર ખદીજાકા નિકાહ (લગ્ન) હો
ગયા. ઉસે હોશ [ભાન] આઇ તો હક્કા બક્કા [આકુળ
વ્યાકુળ] રહ ગયા. મગર પંખી [પક્ષી] પિંજરેસે નિકલ
ચુકાથા બુઝુર્ગો [વડીલો] કા સા તહમ્મુલ [ધીરજ]
ઈખ્તિયાર કિયા અવર ખામોશ રહા."

[મુહમ્મદનુ જીવન ચરિત્ર મ્યોર સાહબ કૃત]

(નઉઝુબિલ્લાહ.)

મ્યોર સાહબ પોતે આ બનાવની બાબત વાકિદી નો કવલ
નકલ કરે છે કે આ રિવાયત ખોટી છે. એ સિવાય ઇસ્લામના
પ્રખ્યાત અને ભરોસાપાત્ર ઇતિહાસવેત્તા ઉપરાંત ઇતિહાસકારોના
ગુરૂ ઈમામ ઇબ્ન જરીર તિબરી એ આ રિવાયતનો દલીલ સાથે
આ રીતે રદ કર્યો છે.

"ખદીજાનો પિતા ફુજ્જારના યુદ્ધ પેહલાં મરણ પામી
ચુકયો હતો, અને ફુજ્જારનું યુદ્ધ આ વિવાહ પહેલાનું
છે." [તિબરી પુસ્તક ૨ જું પ્રષ્ઠ ૧૯૭]

**સાંભળો!** તમારા બડેભાઇ **પંડિત કાલીચરણે** જે એજ બાબપતપર નાગરી ભાષામાં "વિચિત્ર જીવન" લખ્યું છે, તેમાં લખે છે કે,

"હઝરતની લગ્નની ઇચ્છા સાંભળી ખદીજાએ પોતાના સેવકને પોતાના કાકા ઉમર બિન સઅદની પાસે મોકલ્યો કે મેળાવડામાં આવે" (પૃષ્ઠ ૧૪૪.)

એથી સ્પષ્ટ જણાય છે કે પિતાનું હોવું તો તમારા બડેભાઇને પણ માન્ય નથી. ખદીજાના પિતાનું દારૂ પીવું અને બેભાન થઇ જવું, ઇસ્લામ પર અને ઇસ્લામના નબીપર કોઇ આક્ષેપ નથી. એ માટે અમે એનો વધારે રદીઓ આપવાની અગત્ય જોતા નથી. કેમકે અમે રસૂલ (સલ) પરના આક્ષેપોનો રદીઓ આપીએ છીએ, બીજા કોઇથી અમને શું? અને રસૂલ (સલ.) માટે તો વિરોધી મહાશયની લેખિણી વાટે આ શબ્દો નીકળી ગયા, કિંવા ખુદાએ કઢાવ્યા.

**"ખદીજાને મુહમ્મદ કો મુહમ્મદ બનાયા. પચીસ બરસકે અરસેમેં (સમયમાં) જબતક વો' મુહમ્મદકી બીવી (પત્નિ) બનકર ઝિન્દા રહી, મુહમ્મદકો દુસરી શાદીકા ખિયાલ નહી આયા આર્ય શાસ્ત્રોમેં ખાનાદારી (ગૃહ જીવન) કી મીઆદ (મુદ્દત) પચીસ બરસ મુકર્રર હય. યે મીઆદ મુહમ્મદને પાકીઝગી (પવિત્રતા) સે બશરકી (ગુઝારી) ઇસલિયે હમ ઉસે આર્ય ખાનાદાર (આર્ય ગૃહસ્થ) કહ સકતે હૈય."** (રંગીલા પૃષ્ઠ ૧૫)

તમારી એટલી સચ્ચાઇથી અમને આશા છે કે જો સત્યતા અને ખુદાનો ભય દ્રષ્ટી સમક્ષ રાખીને રસૂલ (સલ)ના બાકીના જીવન પર વિચાર કરશો તો "આર્ય ગૃહસ્થ" કહેવાને બદલે

"આર્ય સરદાર"

કહેશો (ઇન્શાઅલ્લાહ.)

રાહપર તુમકો લેઆએ હુંવ હમ બાતોમેં
અવર ખુલ જાઓગે દો ચાર મુલાકાતોમેં.

**પરિણામ** ખુદાનો આભાર, કે વિરોધીની દ્રષ્ટીએ રસૂલ (સલ.)ની પચાસ વર્ષની વય આક્ષેપ અને ડાઘા વિનાની છે બાકી જીવન પણ વિરોધી મહાશય જો ન્યાયની દ્રષ્ટીએ જોશે તો આ પરિણામે પોહોચશે.

ઝિફ્કંતા બકદમ હર કુજાકે મીનિ ગરમ.
કરિશ્મા દામને દિલ મી કશદ કે જાઇજાસ્ત.

(અર્થ-જો એક ડગલો પણ ફરક સાથે કોઇ જગ્યાએ જોઉં છું તો મારા અંતરનો ચમત્કાર મને પોતાની તરફ આકર્ષે છે કે ખરી જગ્યા તો અહીંઆ છે.)

**મહાશયજીના ત્રણ જુઠાણા** ખદીજા (રદિ)ના વિવાહની બાબતમાં રંગીલા કર્તાએ ત્રણ બનાવો એવા લખ્યા છે જે કદી માફ થઇ શકતા નથી

**નંબર પહેલો** "મુહમ્મદ કો યકીન (ખાત્રી) હો ગયા કે દુન્યા ગુમરાહ હો રહી હય. (કુમાર્ગે જઈ રહી છે) ઉસે અપને અપનાએ જિન્સ (માનુષી

બધુઓ)કી હાલત પર રોના આતા થા. ઉસકે દિલમેં ગહરા (ઉંડો) દર્દ થા. જો અરબી ઝબાનકી નિહાયત પુર અસર અશઆર (અસર પૂર્ણ કડીઓ)કી સૂરત એ વકત ન ફવકતન (પ્રસંગોપાત) ઝાહિર હો રહા થા. યિહી કુરઆનકી પહેલી આયતેં હૈ જો કિસી ના મઅલૂમ સબબસે (કોઈ અણજાણ કારણે) કુરઆનકી અખીર (અંત)મેં દર્જ કી ગઇ હૈ. ઇનમે તળપ હૈ, તેજી હૈ, સચ્ચી તલબ હૈ બેકરાર આરઝુ હૈ, હકીકતકી તલાશ (શોધ) હૈ."

(રંગીલા પૃષ્ઠ 13)

રસૂલ (સલ) એ કદી પ્રભાવ નાંખનારી કડીઓ બનાવી નથી અને ન કુરઆનમાં કોઇ એવી કડી લખાયલી છે હા શએરની રદમાં કુરઆને હકીમ ફરમાવે છે.

"(ખુદાએ) આ નબીને શએર બનાવવા શીખવ્યું નથી અને તે એના લાયક પણ નથી."

**નંબર બીજો** "મુહમ્મદ કા ઇઝતિરાબ (બેચેની) બઢતી ગઇ અવર તસલ્લી (શાન્તિ)કી કોઇ સૂરત (માર્ગ) ન દેખકર, આખિર ઉસે ખિયાલ હુવા કે ખુદકશી (આત્મહત્યા) કરલેની ચાહિયે આખિર ઇસ રોને ધોનેકા ઝિન્દગીસે કયા ફાઇદા? યહાં ખદીજાકી ઉમર રસીદગી (વૃદ્ધતા) કામઆઇ કોઇ નવજવાન અવરત હોતી તે ખાવિંદ (પતિ)કો પાગલ સમજતી અવર ઉસકા સાથ

છોડ દેતી, આપ ડરતી અવર ઉસે ડરાતી ખદીજાને મુહમ્મદકો ઢારસ (આશા) બંધાઇ, મુહમ્મદકો શક થા કે મુઝપર જુનુન (દિવાન પણુ) કા જાદુ હય. યેહ ઇલહામ (ઇશ્વર પ્રેરણા) નહીં, શયતાનકી કરતૂત હય. ખદીજાને જુનૂન કા ઇમ્તિહાન (પરિક્ષા) લિયા અવર મુહમ્મદકો યકીન દિલાયા કે ફરિસ્તે હંય ઇનકા પયગામ (સંદેશો) દુરૂસ્ત હય. અવર જબ મુહમ્મદને કહા કે યાતો વો દુન્યા કો બદલ દેગા યા અપનાહી ખાતિમા કરલેગા (અંત આણશે) તો ખદીજાને દુન્યાકો બદલને કે ઇરાદેકો તકવિયત દી (ટેકો આપ્યો) અવર ખુદ ઉસ નએ મઝહબ (નવીન ધર્મ)કી જિસ્કી ઇશાઅત (પ્રચાર) કા મુહમ્મદને મનસૂબા (નિર્ણય) બાંધા થા. સબસે પહલે પયરૂ (અનુયાયી) હુઈ (કસસુલ અમ્બિયા)"

(રંગીલા પુષ્ઠ ૧૪.) (નઉઝુબિલ્લાહ.)

કસસુલ અમ્બિયામાં આ દિવાનાપણાનું જાદુ અને શયતાનના કૃત્યોનું બનાવ નથી બલ્કે આ હવાલા શયતાની કહીએ તો ઠીક કહેવાશે કોઇ લજ્જાવાન આર્ય સમાજી અમને કસસુલ અમ્બિયામાં આ હવાલો ટાંકી બતાવે તો અમે ઇનામ આપવા તૈયાર છીએ.

**નંબર ત્રીજો** "મુહમ્મદકો ઇલહામકે વકત (ઇશ્વર પ્રેરણા વેળાએ) સખ્ત તકલીફ હોતી થી. ઉસ્કે મુહસે જહાગ (ફીણ) આને લગતી જિસ્મ (શરીર) પસીના પસીના હો જાતા. બાહિરકી શુધબુધ (શુદ્ધિ

બુદ્ધિ) ન રેહતી બઅઝ (કેટલાકો)કા ખિયાલયે હય કે
મિરગી કે દવરેથે મુહમ્મદ ઉસ વકત મરીઝ (રોગી)
હો જાતા. ખદીજા ઉસ્કી ખિદમત (સેવા) કરતી ઉસપર
કપડા ડાલતી પાનીકે છીંટે દેતી ગરઝ યે કે ઉસે
હોશમે (ભાનમે) લાતી. (બુખારી બાબુલ વહી)"

(રંગીલા પૃષ્ઠ ૧૪) (ન. બિ.)

બુખારીમાં આ હવાલો નથી. જેમાં મિરગીની બીમારીની અથવા ખદીજા (રદી.) ના પાણી નાખવાની બાબત કંઇ લખેલું હોય. આ સર્વ મહાશયની ઇમાનદારીનો પુરાવો છે!

હા. આ ત્રણ જુઠાણા સિવાય એક સત્ય વાત પંણ તેની લેખિણી વાટે ઝરી પડી છે

**"જુઠો પણ કદી સાચું કહી દે છે."**

ની કહેવત મુજબ લખે છે.

"અરબમેં પાપ હોતા થા. નિહાયત ખવફનાક
(અતિ ભયાનક) પાપ હોતા થા. મુહમ્મદકા દિલ નેકીકે
ખિયાલાતસે લંબરેઝ (ભરપુર) હો રહા થા. અરબ
લોક બુત પરસ્ત (મૂર્તિ પૂજક) થે અગર ઉસને ખુલે
મયદાનોંમેં, બે અબ્ર અસ્માનોંમેં (વાદળાં વગરના
આકાશમાં) લામહદુદ (હદ વગરના) રેગસ્તાનો (જંગલો)
મે કિસી લામહદુદ તાકત (શકિત)કા ઇહસાસ કિયા

**થા ઉંસે યકીન હો ગયા કે પરમાત્મા એકહી હય અવર ઉસકી શકલો સૂરત (આકાર) નહીં."**

(રંગીલા પૃષ્ઠ ૧૩.)

**મહાશય સજ્જનો** ! યાદ રાખજો કે ભવિષ્યમાં ઇસ્લામ અને ઇસ્લામના અનુયાયીઓ પર આ આક્ષેપ ન લગાડજો કે તેઓ ખુદાને શરીર અને આકારવાળો કહે છે નહી તો અમને હક હશે કે અમે તમને આ કડી સંભળાવીએ

**કયોંકર મુજહે બાવર હોકે અયફાહી કરોગે,**
**કયા વઅદા તુમ્હે કરકે મુકરના નહીં આતા !**

**મહાશયની માઇ** | હઝરત ખદીજા (રદિ.) માટે નીચલા શબ્દોમાં રંગીલા મહાશયે પોતાના મનની વાત ઝાહિર કરી છે.

**"ઇસલિયે હમ ખદીજાકો માઇ ખદીજા કહેગે કે વોહ ઉમર [વય]મેં અકલ મે, દાનિશ [બુદ્ધિ]મેં, તજરૂબા વ આઝમૂદાકારી [અનુભવ] મેં માઇ ખદીજા હુંય."**

[રંગીલા પૃષ્ઠ ૧૬]

એ માટે અમે પણ આર્ય સમાજીઓ અને મુસલમાનોની માઇ હઝરત ખદીજા (રદી.) ની વિદ્વતા, અનુભવ અને દિર્ઘદ્રષ્ટિને દેખાડીએ છીએ જે તેઓએ રસૂલ (સલ.) ના હકમાં તે વેળાએ દેખાડી હતી, જે વેળા (મહાશયના કહેવા મુજબ) પોતાના પતિને આશા આપી રહી હતી. ન્યાય પ્રિય વાંચકવૃંદો માટે તે શબ્દો વિચારવાલાયક છે.

"રસૂલ [સલ] એ ખદીજા [રદિ.] થી કહ્યું કે મને મારા જીવનો ભય છે. ખદીજા એ અરઝ કરી કે કદી પણ આપ ભય રાખો નહિ ખુદા તમને બદનામ નહિ કરશે કારણ કે આપ મનુષ્યપર દયા રાખો છો, નિરાધારોનો ભાર ઉપાડો છો, બેકારોને કામે લગાડો છો, પરોણાઓની પરોણાગત કરો છો, અને સંકટમાં લોકોની સહાય કરો છો" [સહીહ બુખારી પૃષ્ઠ ૩]

આ છે મહાશયની માન્ય માઇનો રસુલ (સલ.) માટેનો મતનો ખુલાસો આ કડીમાં છે.

ઝલ કે દિલરૂબા હો, ગમગુસારે બેકસાં તુમ હો.
મુઇને ના તવાં, મીઝઆને મેહમાં તુમ હો!

માઇના સપુતો શું કહો છો?



# પ્રકરણ ૫ મું.

## ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઇસા સિદ્દીકા (રદિયલ્લાહુ અનહા.)

બીજો હુમલો રંગીલાએ હઝરત આઇશા (રદિ.) ના વિવાહપર કર્યો છે. રંગીલાના બડેભાઇ પંડિત કાલિચરણે પોતાના પુસ્તક "વિચિત્ર જીવન" માં હઝરત આઇશા [રદિ.] ના વિવાહ સંબંધી પુરાવા વગરની જોડી કાઢેલી રિવાયતો લખી છે, જેમાં સત્યતા અને ઇમાનદારી વિરૂદ્ધ વર્તન કર્યો છે. તેણે ઘણા મોઘમ ટાણાઓ સહિત લખ્યું છે:-

> "જ્યારે હઝરતે હઝરત અબુબકરને આઇશાથી વિવાહ કરવાનો સંદેશો આપ્યો, એથી પહેલાં અબુબકર, મુતઅમ બિન અદીને આઇશા માટે વચન આપી ચુકયો હતો. પણ હઝરતની હઠને લીધે વચન પાળી શકયો નહી."
>
> (વિચિત્ર જીવન પૃષ્ઠ ૧૪૦)

બડે ભાઇએ આ લખાણનો "રવઝતુલ અહબાબ" પૃષ્ઠ ૧૫૧ નો હવાલો આપ્યો છે. જે અસલમાં પૃષ્ઠ ૧૦૫ પર છે. અમે તે જગ્યાના અસલ શબ્દો લખીએ છીએ જેથી ન્યાયપ્રિય વાંચકો બડે ભાઇની અમાનત અને ઇમાનદારીથી જાણકાર થઇ શકે. અસલ પુસ્તક ફારસીમાં છે જેનો અનુવાદ નીચે પ્રમાણે છે:-

"અબુબકર સિદ્દીકના મનમાં ભય ઉત્પન્ન થયો કેમકે તેઓ મુતઅમ બિન અદીને આઇશાના લગ્ન કરવાનું વચન આપી મુકયા હતા. અને અબુબકરે કદી પણ વચનનો ભંગ કર્યો ન હતો એ કારણે ખવલા [રસૂલ નો સંદેશો આણનાર] થી તેઓએ કહ્યું કે તું અહીં બેસ હું હમણા આવું છું. એમ કહીને અબુબકર મુતઅમને ઘેર પોહોંચ્યા. ત્યાં પોહોંચતાંજ તેની પત્નિ તેમને છેટેથીજ જોઇને પુકારી ઉઠી. "હે અબુબકર શું તું એ આશા સાથે મારા છોકરાને તારી છોકરી આપવા ઇચ્છે છે કે મારા છોકરાને મુસલમાન બનાવી લે? નહિ એ કદી નહિ બનશે." અબુબકરે આ સાંભળી મુતઅમથી પુછયું કે 'શું તમે પણ એજ કહો છો?' તેણે ઉત્તર વાળ્યો હા, હું પણ એજ કહું છું. જ્યારે તે બેઉની એવી ટાણાપૂર્ણ વાતો સાંભળી તો તેઓ એથી ખુશી થઈને ઘરે પાછા આવીને ખવલાથી કહયું 'પયગમ્બર (સલ.) ની સેવામાં મારી તરફથી અર્ઝ કરકે વિવાહ માટે પધારે.' ખવલા ગઇ અને અબુબકર તરફથી રસૂલ (સલ) ને સંદેશો સંભળાવ્યો. હુઝુર (સલ.) આવ્યા અને આઈશા સાથે આપનો વિવાહ થઇ ગયો."

કોણ નથી જાણતો કે સગાઇની વાત મોકલતી વેળાએ છોકવાળા તરફથી એવો સંદેશો મોકલવામાં આવે છે, આ કંઇ માગણી નથી. વાંચકો! વિચારો કે આ આખો ઉતારો અબુબકર [રદિ.] ની

સત્યતા અને વચનના પાકા હોવાની બાબત કેટલી સ્પષ્ટ રીતે ઝાહિર કરે છે, પણ વિરોધીઓએ અધાં લખાણ નકલ કરીને પોતાના અંતઃકરણને કેવો દગો આપ્યો છે!

એજ રીતે **વિચિત્ર** જીવનના કર્તાએ એવુંજ સુફ્યદ જુઠાણું લખ્યું છે.

**"રસુલ એ પોતાની વ્હાલી પત્નિને નાચ દેખાડયો."**

(પૃષ્ઠ ૧૬૪)

જો કે આ એક એવું સુફ્યદ જુઠ છે કે બડે ભાઇને શર્માવવું જોઇએ, કે એક કેળવણી પામેલ આર્ય પાર્ટીનો પ્રતિનિધી થઇને આવા ખોટા બયાનો લખે છે તો અજ્ઞાન લોકોની શી સ્થિતિ હશે? બનાવ એમ છે કે મસ્જિદે નબવીમાં હબશા કવમના લશ્કરી લોકો લશ્કરી કવાઇદ કરી રહયા હતા જેને આજ કાલ બનાવટી યુદ્ધ કહે છે. એવા બનાવટી યુદ્ધને જોવાની હોંશ દરેકને હોય છે. હઝરત આઇશા સિદીકા [રદિ.] એ પણ ઇચ્છા ઝાહિર કરી, જેથી હુઝુર (સલ] એ તેમને આ કવાયદ દિવાલની ઉપરથી દેખાડી. તે નાચ ન હતો કેમકે નાચ હિંદની વાતચીતમાં વેશ્યાઓના ગાન તાનને કહે છે. ન કોઇ ખરાબ કાર્ય હતો. હા તેને નાચ કહેવું આર્ય કર્તાની કુદ્રષ્ટિ અને ધાર્મિક પક્ષપાતને આભારી છે, જે પક્ષપાતની ફર્યાદ તેમના ગુરૂ સ્વામી દયાનંદજીને પણ છે [જુઓ સત્યાર્થ પ્રકાશ પ્રસ્તાવના પૃષ્ટ ૭.]

રંગીલા કર્તાએ આ વાકયમાં સર્વ શકિત મુસલમાનોની લાગણી દુઃખવવામાં ખર્ચી નાખી છે બનાવોમાં કેવા રંગ ભેળવી અને કટાક્ષો ઘડીને લખે છે:-

'જબ આં હઝરતને હઝરત અબુબકરકો આઈશા કે નિકાહ કરનેકા પયગામ દિયા તો ઉસસે પહેલે અબુબકર મુતઅમ બીન અદીસે આઇશાકી બાબત વઅદા કર ચુકા થા. [વચન આપી ચુકયો હતો.] મગર હઝરતકી ઝિદ કે મારે વઅદા પૂરા ન કર સકા.'

[રંગીલા પૃષ્ઠ ૧૪૦]

શું આક્ષેપ? અમે પ્રસ્તાવિક નોંધમાં એનો જવાબ આપી ગયા છીએ. અને દેખાડી દીધું છે કે પુરૂષ અને સ્ત્રીનો સંબંધ કુદરતી છે. જો કોઇ આ કુદરતી સંબંધને સારી રીતે નિભાવી છે, તેજ ખુદા સુધી પોહોંચે છે અને આબરૂદાર કહેવાય છે અને જે નથી નિભાવતો તે અધમ કિંવા રાક્ષસ કહેવાય છે મહાશયજી! સાંભળો, તમારા ગુરૂએ અમારા રસૂલ [સલ.] ને માન્ય રાખતાં અને ટેકો આપતાં એજ રીતની કેળવણી આપી છે. યાદ ન હોય તો કાન પકડો!

"૧ બહુ કલ્યાણની ઇચ્છા રાખનાર, પિતા, ભ્રાતા, પતિ અને દિયેરે + સ્ત્રીઓનો સત્કાર કરવો જોઇએ." અને અલંકારેથી સંતુષ્ટ કરવી જોઇએ.

૨ જે ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થાય છે તે ઘરમાં સારા વિદ્વાન પુરૂષો પેદા થઇ દેવ નામને ધારણ કરનાર થઇ શકે છે અને સર્વ ક્રિયા સફળ થાય છે પરંતુ જે

---

+ સમાજીઓ! પતિ સાથે દિયેરનો સંબંધ કેમ?

ઘરમાં સ્ત્રીઓનો સત્કાર થતો નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે.

૩ જે કુલમાં સ્ત્રીઓ શોકથી વ્યાકુળ રહી દુઃખી થાય છે તે કુલ જલ્દી નષ્ટ અને ભ્રષ્ટ થઇ જાય છે અને જે કુલમાં તેઓ આનંદી અને ઉત્સાહી રહે છે તે કુલનો સદા અભ્યુદય થાય છે.

૪ માટે ઐશ્વર્યની વૃદ્ધિને ઈચ્છનાર મનુષ્યે યાદ રાખવું કે ઉત્સવ આદિ ઉત્તમ પ્રસંગમાં સ્ત્રીઓનો વસ્ત્ર અને આભૂષણો આદિથી સત્કાર કરવો."

[સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ ૪ થો પૃષ્ઠ ૮૧]

સમાજી મિત્રો! હવે કહો કે સ્ત્રીઓની પુજા કરો છો? હા. અમને માન્ય છે કે, અમારા રસૂલ [સલ.]ની સ્ત્રીઓ પર ઘણી કૃપા દ્રષ્ટિ હતી, એ માટે તો રસૂલ (સલ.) એ આખા અરબ દેશની બલ્કે આખી જગતની ઇચ્છા વિરૂધ અલ્લાહના હુકમથી છોકરીને માતપિતાનો અને પતિનને પણ વારસદાર બનાવ્યો.

**દયાનંદી સજ્જનો!** આ પ્રેમ અને ન્યાયનો દાખલો જરા વેદિક ધર્મથી તો દેખાડો! તમારા સ્વામીએ તમને સ્ત્રીઓની પુજા કરવી શીખવી છે, પણ તમારાથી એટલું પણ ન થયું કે બાપડીઓને વારસામાં ભાગ આપો. શું એજ ઇસ્લામમાં ખામી છે? ખરેજ

ગુલ અસ્ત સઅદી દર ચશ્મે દુશ્મનાં ખાર અસ્ત

[અર્થ:–સઅદી! આપણી દ્રષ્ટિએ તો આ ફુલ છે પણ શતરૂઓની દ્રષ્ટિએ એજ કંટક છે.]

આગળ ચાલતાં બે વાકયો મહાશય કર્તાએ એવા ખોટા લખ્યા છે; જેથી પોતાના ધર્મબંધુઓની આંખોમાં ધુળ નહિ પણ કાંકરા ઉડાવ્યા છે. સમાજીઓ ધ્યાનથી સાંભળો:—

"મુહમ્મદને શાઈરોંકી તબીઅત પાઇથી."

[કેવું સુફયદ જુઠાણું છે ? ]

"ખદીજાકે બુઢ્ઢાપેને દુન્યામેં સનફ નાઝુકકા [સ્ત્રી] લુત્ફ હાંસિલ ન કરને દિયા. યે તસવ્વુરકી તાકતકો એક અવર તાઝિયાના હુવા દુન્યાકી અવરતેં દિમાગમેસે નિકલ ગઇ જન્નતકી હુરોંકે ખાબ આને લગે.

[રંગીલા પૃષ્ઠ ૧૯.]

મહાશય સજ્જનો ? જોયો ઇસ્લામનો ચમત્કાર ? તમારો પ્રતિનિધી રંગીલો એટલા ન્હાનકડા લખાણમાં કેવી ભલતી ભલતી વાતો કરે છે, પેહલા ફકરાનો રદયો કુરઆને હકીમમાંજ ચોકખા અને સ્પષ્ટ શબ્દોમાં છે. ધ્યાનથી સાંભળો.

"(ખુદાએ) આ નબીને શએર બનાવવા શીખવ્યું નથી અને તે એના લાઈક પણ નથી."

હદીસની કોઇ કિતાબમાં કે ઇતિહાસના કોઇ ગ્રંથમાં રસુલ [સલ.] ના શએર બનાવવાનો પુરાવો નથી મળતો.

બીજા ફકરાનો જવાબ પોતે મહાશયના પુસ્તકમાંજ મળે છે જે પહેલાં પણ નકલ થઇ ચુકયો છે હવે પાછો અમે નકલ કરીએ છીએ મહાશયજી લખે છે કેઃ–

"મીઆહે ખાનાદારી કે પચીસ બરસ મુહમ્મદ એકહી બીવીપર કાનિઅ રહા અવર વોભી દો ખાવિન્દોકી બેવા જો નિકાહકે વકત ચાલીસ બરસકી અવર ઇન્તિકાલકે વકત પયસઠ બરસકીથી ઇસ બુઢ્ઢયાસે ઇસ જવાનકી નિભ ગઈ. યેહ બાત મુહમ્મદકી પાકંઝા ખાતિરીપર દલાલત કરતી હુય."

[રંગીલા પૃષ્ઠ ૧૮]

સમાજીઓ! તમારો મહાશય કેવા દિલ અને દિમાગનો છે કે પૃષ્ઠ ૧૮ પર તો હઝરત ખદીજા [રદિ] જેવી વૃદ્ધ સ્ત્રીથી નિભાવ કરવાથી રસૂલ [સલ.] નું જીવન પવિત્ર કહે છે અને જે તદન સત્ય છે પણ થોડીક લીટીઓ પછી પૃષ્ઠ ૧૯ પર આ વૃદ્ધ સ્ત્રીથી નિભાવ રાખવાને દિલગીરી અને અફસોસ ઝાહિર કરે છે. આ કઇ જાતનો ઝુલ્મ અને મનાંધતા છે! બેઉ ઉતારા ધ્યાનથી વાંચો!

હઝરત આઇશા સિદીકા [રદિ.] ના લગ્ન પર સૌથી મોટો આક્ષેપ વિરોધીનો આ છે કે દસ વર્ષની ન્હાની વયની યુવતિ હતી અને રસૂલ [સલ.] ની વય ૫૩ વર્ષની હતી. એ માટે મહાશયજી સલાહ આપતાં પોતાનો મત દર્શાવે છે.

"મુહમ્મદ અબુબકરકી લળકીકો અપની લળકી બના લેતા ઉસ્કી શાદી અપને હાથોં કર દેતા જહેઝ [કન્યાદાન] દેતા અવર ઉસ્કા બાપ બન જાતા."

[નઉઝુબિલ્લાહ] [રંગીલા પૃષ્ઠ ૨૧]

હે પ્રભુ! તારી પણ અજબ શાને છે? આ તે કવમ તરફથી સલાહ અપાય છે કે જે કુદરતી નિયમોને પોતાનો સિદ્ધાંત દેખાડે છે. મહાશયજી અને તેમના સહચરો જાણે છે કે માતપિતા અને અવલાદનું સંબંધ કુદરતી છે. બનાવટી નથી કે કોઇના બનાવવા થી બની જાય, એ માટે કુરઆને હકીમે સ્પષ્ટ શબ્દોમાં દત્તકપુત્રને પોતાનો પુત્ર કહેવાથી મના કર્યું છે. સાંભળો ફરમાન થાય છે કેઃ-

"દત્તક પુત્રોને તેમના પિતાઓના નામે બોલાવ્યા કરો. અલ્લાહની નજદીક આ ઘણી ન્યાયની વાત છે."

પણ જે કવમનો આ સિદ્ધાંત હોય કે નિયોગથી જન્મેલો પોતાના ખરા પિતા (વિર્યવાન) થી કપાઇને નકલી પિતાનો પુત્ર (સત્યાર્થ પ્રકાશના કહેવાનુસાર) કહેવાય તે શા માટે એવી સલાહ ન આપે?

•

અમે આગળ સ્ત્રીના સંબંધ માટે ખુલ્લાશાવાર લખી ચુકયા છીએ. પણ વિરોધી મહાશય અણવિચારે કે સમજે ધમધોકાર લખે છે.

"આઇશા અપની ગુડ્યાં (ઢીંગલીઓ) સાથ લાઇ. ત્રેપન સાલ કે નવશેભી કભી કભી અપની ઇસ હોનહાર બીવી કી મઅસૂમાના ખેલોંમે શરીક હો જાતે. ત્રેપન સાલકે બુઢેકા બચ્ચોંકે સાથ ખેલના મઅયૂબ (ટીકાપાત્ર) નહીં લેકિન કિસી અવર હયસિયત મેંહોના ચાહીએ. ખાવિન્દકી હયસિયત મેં નહીં."

(રંગીલા પૃષ્ઠ ૨૧)

કોઇ પુસ્તકનો હવાલો નથી આપ્યો જેથી પુરવાર થાય કે હુઝુર (સલ.) આઇશા (રદિ.) સાથે ઢીંગલીઓથી રમત કરતા હતા. અમે વિચારમાં પડયા છીએ, કે આ યુકિતઓથી આર્ય સમાજના ખિયાલોમાં સફળતા અને ફતેહના મુલાવો રંધાઇ રહયા છે કે શું? તો એના જવાબમાં અમે કહીશું કે.

ઈં ખિયાલસ્તો મુહાલસ્તો જુનૂં.

(અર્થ:-આ માત્ર ખિયાલજ છે જે અશક્ય છે અને દિવાન પણું છે.)

એ સિવાય અમે આ પણ કહીએ છીએ કે કઇ અકલી દલીલ આ કાર્યને રોકે છે કે પતિ પોતાની પત્નિ સાથે મોજીલો સહવાસ ન રાખે. (આ જવાબ ઉપરોક્ત ટાણાને માની લેવા પછીનો છે) અને જયાં આર્ય સમાજીઓએ હિન્દુઓના માનનીય ગુરૂ મનુજી મહારાજ, ધર્મશાસ્ત્રોનાં ઉત્પાદક રાજાને આજ્ઞા કરે છે.

> "ભોજન કર્યાં પછી સ્રીયોની સાથે તેજ અંતઃપુરમાં થોડો વખત ફરવું યથા સમય ફરીને પછી પાછો રાજ્ય કાર્યોનો વિચાર કરવો."
>
> (પ્રકરણ ૭ મો શ્લોક ૨૨૧)

મહાશયે હ૦ આઇશા (રદિ.) પર બે આક્ષેપો કર્યાં છે.

૧ આઇશા પરની તોહમતો જે ઇસ્લામી પુસ્તકો અને ખાસ કરીને કુરઆન હકીમમાં મરદુદ છે તેની તરફ ઇશારો કરીને મુસલમાનોની લાગણીઓને ઝખ્મી કરી છે.

૨ રહાબાએ કિરામના સમયમાં ખિલાફતના મસઅલાપર જે લડાઇ થઇ એમાં પણ આઇશા (રદિ)ને ભાગ લેનાર દેખાડીને વધારે ઓગોને કારણે ઇસ્લામની બરબાદી દેખાડી છે, જે માટે મહાશય વિરોધીના હલકા અને ગંદા શબ્દો આ છેઃ-

"મુહમ્મદકી બેટી ફાતિમા, માઈ ખદીજાકી યાદગાર ફાતિમા. અલીસે બિયાહી હુઇથી. ઉધર ફાતિમાકા ખાવિંદ (પતિ) અપના દામાદ (જમાઇ) અલી હય, ઇધર ચહીતી (વ્હાલી) બીવી આઇશા હય. ઘરમેં ખાનાજંગીકી બુન્યાદ પડ ગઇ ઇસ ખાનાજંગીને મુહમ્મદકી વફાતકે બઅદ ઈસ્લામકી તારીખ (ઇતિહાસ) કો મુતવાતિર ખુનરેઝીઓં (ખુનામરકી) કી તારીખ બના દિયા."

[રંગીલા પૃષ્ઠ ૧૪]

સમજ પડતી નથી કે મહાશયજીને આ બનાવ લખતાં લખતાં **કોરવો પાંડવોના** યુદ્ધને ચિતાર સ્હામે આવ્યો કે હિન્દુસ્તાનમાં મુગલ રાજ્યના વારસદારોનું યુદ્ધ દ્રષ્ટી સમક્ષ ખડું થયું! અલ્લાહ જાણે આ ગાંડપણની વાતો કેમ કરવા લાગી ગયા. અમે તો કોઇ ઇસ્લામી પુસ્તકમાં નબી (સલ.) ના ઘરનોં આ ચિતાર નથી જોયો.

હા. અમે માનીએ છીએ કે ખિલાફત માટે ઝઘડો થયો હતો. પણ તેનું કારણ આ ન હતું, જેવો ચિતાર રંગીલા મહાશયે દોર્યો છે, બલ્કે પોલીસીમાં મતભેદ હતો. નંબર પેહલા માટે કુરઆને હકીમમાંજ જવાબ છે.

"આઇશા વિગેરે પર જે આક્ષેપો અને ખોટા તોહમતો મુકવામાં આવ્યા છે તે એનાથી વેગળી છે."

વિરોધીઓની તોહમતોથી જો આરોપીપર ડાઘ લાગી શકતો હોય તો યાદ રાખવું જોઇએ કે તમારા આગેવાન સ્વામી શ્રદ્ધાનંદ પર હાલમાં જે આક્ષેપો.................. વિગેરે અનિતિઓના લગાડવામાં આવ્યાં છે તો તે પણ તમારા માનવા મુજબ ખરા ઠરશે જેમાંથી નમુના રૂપે એક હેંડબીલ નીચે પ્રમાણે છે.

## શ્રદ્ધાનંદનું લજ્જાહીણ નૈતિક મરણ.

## રૂપીયા કમાવવા માટે સન્યાસી થવાની ખરી હકીકત.

### (પબ્લિક ફંડોનો હિસાબ પુછવાપર ભાંડવામાં આવતી નગ્ન ગાળો.)

"અમે શ્રધ્ધાનંદથી "એશિયા' પત્ર [દિલ્હી]માં કેટલાક કવમી ફંડોનો હિશાબ માંગ્યો હતો, જેનો સભ્ય ઉત્તર વાળવાને બદલે તેના તરફથી તેના પત્ર "તેજ"માં અમને બાઝારી ગાળો ભાંડી ને તેના કુટુંબની સભ્યતાનો પુરાવો આપવામાં આવ્યો છે. અને જે હિસાબ દેખાડવામાં આવ્યો છે, તે તદ્દન સંદેહ ભર્યો અને બનાવટી છે, જેથી સ્પષ્ટ જણાય છે કે શ્રદ્ધાનદે કવમી ફંડોના ઘણા રૂપીયા હઝમ કર્યા છે, આ જવાબોથી શ્રદ્ધાનંદનું નૈતિક મરણ નીપજયું છે, હવે તે ગભરાયો છે જે માટે અમને દરેક રીતે બદનામ કરવાના કાવત્રાં ઘડી રહયાં છે. અને પોતાના થોડાક ચેલાઓને અમારી વિરૂદ્ધ ઉશ્કેરી રહયો છે, પરંતુ અમે એને ચેત-

વળી આપીએ છીએ કે આજકાલ ગદરનો યુગ નથી. જો કોઇ પણ પ્રસંગે અમારો વાળ પણ વાંકો થયો, તો શ્રધ્ધાનંદ પોતાના ચેલા સહિત વગર ભાડાની કોટડીમાં દેખાવ દેશે. આવી ધમકીઓ આપીને તે કવમી ફંડોના રૂપ્યા પાછા કાઢવાથી બચી સકતો નથી. હવે અમે લાચારીએ પબ્લિકને આ દેખાડીએ છીએ, કે માણસ સન્યાસી કેમ બની ગયો ? અને જે કંઇ પણ લખશું તે પ્રત્યેક વાતનો પુરાવો અમારી પાસે છે. બનાવ એમ છે કે ૧૯૦૦ ઇ. સ. માં સૌથી પહેલાં આર્ય સમાજ પાર્ટી વાળાઓ બિસ્તરપરસ્ત પંજાબના સિંહ લાલા લજપતરાયજી અને મહાત્મા હંસરાજજીએ આ મનુષ્ય પર કવમી ફંડોના હઝમ કરી જવાનો આરોપ મુકયો હતો આ બેઉ મનુષ્યો કંઇ સાધારણ મનુષ્યો નથી. એ પછી ૧૯૦૫ માં કેટલાક જવાબદાર ઓધ્ધેદારોએ 'આર્ય પ્રિતિ ધાર્મિક સભા" પંજાબમાં શ્રદ્ધાનંદ [માજી મુન્શીરામ] ઉપર ચૌદ હઝારથી વધારેની એક રકમ અને એક હઝારની બીજી રકમ હઝમ કરી જવા માટે કેસ માંડીને એને એક આરોપી તરીકે રજુ કર્યો હતો અને એની ઉપર ભર મેળાવડામાં નીચલા આરોપો લગાડવામાં આવ્યા હતા.

૧ આ મનુષ્ય કદી પણ આ લાઇક નથી કે એને કોઇ જવાબદાર ઓધ્ધો આપવામાં આવે કેમકે સાધારણ મતભેદ થવાથી દરેકને હાની પોહોંચાડવા અને ખોટા આક્ષેપો લગાડીને તેને બદનામ કરવામાં પાછી પાની કરતો નથી. જ્યારે ઉપરોકત ખિયાનત નો કેસ એની ઉપર ચાલ્યો તો તે દિવસોમાં ગુરૂકુળ કાંગળીનો મુખ

ઉદાસ હતો અને એની સાથે એક પાર્ટી હતી. તે વેળાએ તો એમ કહીને એણે જાન છુડાવી કે તે રૂપ્યા એક જણને આપેલા છે. તે સમયે આ હજારો રૂપ્યાનો કરજદાર હતો. એના કરજો ફિટાડવા માટે એના પુસ્તકો લઇને એક આર્ય કંપની ઉભી થઇ હતી પણ કેટલાક વર્ષો પછી જ્યારે તે હઝમ થયલા રૂપ્યા વસુલ ન થઇ શક્યા અને એની પોતાની પાર્ટીવાળાઓની સ્હામે પણ ભોપાળો ફુટી ગયો કે પંદર હજાર ઉપરાંત રૂપ્યા આ મનુષ્ય પોતેજ હજમ કરી ગયો છે. તો એની પાર્ટી પણ એની વિરૂદ્ધ થઇ ગઇ ત્યારે ગભરાઇને પોતાની પોલ ખુલતી જોઈ એક માણુસ સાથે આ સલાહ કરી કે 'ધર્મના કામોમાં તો રૂપ્યાનો હિસાબ માંગવામાં આવે છે પણ પોલીટીકલ કામોમાં ઘણું માન છે અને કોઇ હિસાબ પણ પુછતો નથી. એ માટે હું તો સન્યાસી થઇને પોલીટીકલ કામ આરંભુ છું તમે પણ મારી સાથે રહેજો.' એટલે સંવત ૧૯૭૪ ના વૈશાખ સુદ ૧ને દિવસે વગર ગુરૂએ પોતાનું માથું મોડાવીને અને ગીરવા પોષાક પેહરીને પોતેજ શ્રદ્ધાનંદ નામ રાખીને શાસ્ત્રની રૂઢી વિરૂદ્ધ સન્યાસી બની ગયો અને રૂપ્યા કમાવવા માટે દિલ્હીને વેપારનો મથક જોઇ ત્યાં અડડો જમાવ્યો. જે ઉપર્યુક્ત મનુષ્ય સાથે એણે સલાહ કરી હતી તેને પણ દગો આપ્યો. તે મનુષ્યના લગભગ ચાર હઝાર રૂપ્યા એણે હજમ કરી લીધા. આ ધોકાબાજી જોઇને તે માણસ તેનાથી જુદો થઇ ગયો. તે દિલ્હીમાંજ રહે છે. શ્રદ્ધાનંદે ખુબ જાળ ફેલાવી ગઢવાળમાં દુકાળ પડવાથી "ગઢવાળ રિલીફ ફંડ" ખોલ્યો, તેમાં એની પાસે કેટલા રૂપ્યા આવ્યા હતા, અને કેટલા રૂપ્યા કેવી કેવી

રીતે ખર્ચ થયા એ ઝાહિર કરતાં ગભરાય છે કહેવાય છે કે અઠા-વીસ હઝાર રૂપ્યા બાકી બચ્યા હતા. અમે એનો હિસાબ પુછયો તો શ્રદ્ધાનંદ પોતાના પત્ર 'તેજ'માં અશિષ્ઠ ગાળો સાથે એનો જવાબ એવો સંદેહભર્યો વાળ્યો કે 'તેજ'ના અધિપતી સાથે દગાબાજીના આરોપમાં ફસાઇ પડયો એટલે પહેલાં તો અઠાવીસ હઝાર રૂપ્યા બાકી દેખાડીને એનો હિસાબ (પુરાવા વગર) દેખાડી દીધો. જ્યારે અમે પોકારીને પુછયું કે શ્રદ્ધાનંદે પોતાના પુત્ર ઇન્દ્રને આ ફંડમાંથી જે આડી રીતે પ્રેસ અને વર્તમાનપત્ર ચાલુ કરવા નાણું આપ્યા હતાં તે કયાં છે, તો

દુરોગગો રા હાફિઝા ન બાશદ.

(અર્થાત–જુઠું બોલનારને સ્મરણ શકિત હોતી નથી) ની કહેવત મુજબ ૧૩ મી માર્ચના તેજમાં ગભરાટની સ્થિતિમાં લખી નાખ્યું કે તે પાંચ હજાર રૂપ્યા પ્રેસના ખાતામાં ઉધારી દીધા છે. પરંતુ તે ઉપલક ખાતામાં પડયા છે. અને તે શ્રી માલવિયાજીને આપવાના છે. શ્રી માલવિયાજી તે દિવસોમાં દિલ્હીમાંજ રહેતા હતા પણ તેમને આ રૂપ્યા નથી આપવામાં આવ્યા. ઉપલક ખાતામાંજ પડયા પડયા હઝમ થઈ જાય એવે સંભવ છે. પરંતુ હવે પ્રશ્ન આ ઉપજે છે કે પેહલાં તો અઠાવીશ હઝાર રૂપ્યા બાકીને હિશાબ તેજમાં દેખાડવામાં આવ્યો હતો પછી આ પાંચ હઝાર રૂપ્યા કયાથી નીકળી આવ્યા ? અને એ રીતે તેત્રીસ હઝાર રૂપ્યા થાય છે. એથી સાફ પુરવાર થાય છે કે આ હિસાબ તદ્દન બનાવટી છે અને આ બનાવટ કરવું ધર્મ અને કાનૂન વિરૂધ્ધ છે. જયારે એક

ફંડના એકજ હિશાબમાં અમે શ્રધ્ધાનંદને કવમી આરોપી રૂપે કવમની સ્હામે ઉભો કર્યો છે હવે તે આ ફંડના સર્વ ખર્ચાયેલા અને બાકી રહેલા નાણાંનો હિશાબ રજુ કરે તો ઘણે ઠેકાણે એવીજ ગડબડ મળશે. હવે. અમે બીજા ફંડોની ચર્ચા કરીએ છીએ.

૨ પોલીટીકલ કાર્યો તજીને શ્રધ્ધાનંદે શુદ્ધિનું કાર્ય આરંભ્યું આ બાબતમાં ભારતિય શુધ્ધિ સભા [આગ્રા]થી શ્રધ્ધાનંદનું નવ હઝાર રૂપ્યા લેવું તા૦ ૧૩ મી માર્ચના તેજ પત્રમાં પ્રસિધ્ધ થઇ ચુકયું છે અને દેખાડયું કે દિલ્હી પ્રાંતમાં આ નાણાથી શ્રદ્ધાનંદે એક હઝાર લગભગ શુધ્ધિઓ કરી અને દિલ્હીમાં ૪૫ ઉપદેશકો કામ કરી રહયા છે.

શું દિલ્હીનો કોઈ મનુષ્ય દેખાડી શકે છે કે ૪૫ ઉપદેશકો કામ કરતાં દિલ્હીમાં શુદ્ધિપર કેટલા ભાષણો થયાં અને શું એક હઝાર શુદ્ધિઓ દિલ્હી પ્રાંતમાં થઇ છે? શું શ્રદ્ધાનંદ નવ હજાર રૂપ્યાના ખર્ચનો ખુલાસો અને ૪૫ ઉપદેશકોના નામ ઠામ દેખાડી શકે છે.

૩ શ્રદ્ધાનંદ પુરતા નામ ઠામ સાથે દેખાડે કે દિલ્હી શહેરથી શુધ્ધિ સભા માટે કયા કયા મનુષ્યો પાસેથી અને કેટલા નાણા ફંડને નામે વસુલ કર્યા છે અને કયાં ખર્ચ્યાં છે?

૪ "તેજ" પત્ર માટે પણ શુદ્ધિ સભાથી કેટલા રૂપ્યા એણે વસુલ કર્યા છે અને શા માટે લીધા છે? શું "તેજ"ના મુખ પૃષ્ઠ પર પોતાનું નામ સરપરસ્તીમાં લખાવવું પબ્લિકને ખુલ્લો ધોકો આપવું નથી?

૫ હિંદુ સંગઠન માટે શ્રદ્ધાનંદે પ્રવાસ કર્યો હતો, આ પ્રવાસમાં કેટલા નાણાં ભેગા કર્યાં છે અને તે નાણાં ક્યાં છે અને હિંદુ સંગઠનનો શોરબકોર કરીને તેનું કેટલું કામ કર્યું છે?

૬ શ્રદ્ધાનંદને દલિત ઉદ્ધાર સભા”માં ગયા વર્ષે એક પત્રના લખવા મુજબ આઠ હઝાર રૂપ્યા આવ્યા હતા જે ગયે વર્ષે આણ જાણે છે કે કેટલા અછુતોનું ઉદ્ધાર કરવામાં આવ્યું. બીજી એક ખબર નવેમ્બર ૧૯૨૩ માં પ્રસિદ્ધ થઇ હતી કે આ રૂપ્યાના ખર્ચના કાગળો શ્રદ્ધાનંદના જમાઇ ડોક્ટર સુખદેવના દવાખાનામાં-જ્યાં સભાની ઓફીસ પણ હતી-હતાં ત્યાં કોઇ ચોર રાત્રે આવીને કાગળો બાળી ગયો. શ્રદ્ધાનંદે અમારા પુછવા પર “તેજ”માં એની કંઇ ચર્ચા કરાવી છે પણ “દલિત ઉધ્ધાર સભા” ના ફંડોનું ખુલા સાવાર હિસાબ આપવાનું નામ શુધ્ધાં નથી લીધું!

૭ શ્રધ્ધાનંદે શુદ્ધિનું કાર્ય પણ પોતાનું કાર્ય સિધ્ધ કરીને તજી દીધું અને અછુતોનું કાર્ય ઉપરોક્ત “દલિત ઉધ્ધાર સભા” ના નામે આરંભ્યું આ ધરમાં બનેલી સભા માટે પચીસ લાખ રૂપ્યાની અપીલ કરીને શ્રધ્ધાનંદે પાછલા દિવસોમાંજ કાઠિયાવાડ અને મુંબઇ વિગેરે કેટલેક સ્થળે પ્રવાસ કર્યો હતો. પરંતુ હજી સુધી એ નથી દર્શાવ્યું કે આ પ્રવાસમાં એને કેટલા રૂપ્યા મળ્યા. શું આ સભાના પણ પહેલાં અને હાલના સર્વ રૂપ્યા હજમ થઇ ગયા કે? આ સભાનો પ્રધાન પોતે શ્રધ્ધાનંદ છે અને સેક્રેટરી એનો જમાઇ ડો૦ સુખદેવ છે. એટલે શ્રધ્ધાનંદ ધર બેઠાં જ્યારે ઇચ્છે છે ત્યારે રૂપ્યા કમાવવા માટે કોઇ ન કોઇ સભા ખડી કરે છે.

કોઇ સભા કે ફંડને નામે એને કોઇ માણસ એક પણ પૈસો આપે નહિં.

૮ શ્રધ્ધાનંદે હાલમાં જાહેર કર્યું છે કે એક મનુષ્ય અછુતો માટે આઠ હઝાર રૂપ્યા દર માસે આપે છે. શ્રધ્ધાનંદ દેખાડે કે આ રૂપ્યા કોનાથી અને કેટલા મહિનાથી એને મળે છે અને ક્યાં ખર્ચે છે

૯ ગૌરક્ષા સબ કમીટીના રૂપ્યાનું ખુલાસાવાર હિસાબ નથી દર્શાવ્યો અને ન બાકીના રૂપ્યા "હિન્દુ મહાસભા" [બનારસ] ને મોકલવામાં આવ્યા તે ગૌ માતાના રક્ષાના રૂપ્યા પણ હઝમ ! !

૧૦ દિલ્હીની એક સભામાં ૨૪ ઓકટોબર ૧૯૨૪ ના દીવસે શ્રધ્ધાનંદે કહયું હતું કે એક સભાના સાડા છ હઝાર રૂપ્યા તેની પાસે હતા. તેમાંથી કંઇક થોડા કામોમાં ખર્ચ થયા છે અને એક હઝાર બાકી છે તે હું "હિન્દુ મહાસભા" (દીલ્હી) ને આપી દઇશ. એ પછી ૨૨ જાન્યુઆરી ૧૯૨૫ ના દિવસે શ્રધ્ધાનંદે પોતાના ઘરે ફયસલો કર્યો હતો, જે પત્રોમાં બહાર પડી ચુકયો છે. "હિન્દુ મહાસભા"નું કાર્ય દિલ્હીથી બાહિર કરવા માટે "અર્જુન"ના અધીપતિ ઇન્દ્રને અને "તેજ"ના અધીપતિ "દેશબન્ધુ"ને બસો રૂપ્યા માસિક આપવામાં આવ્યા. શું આ રીતે શ્રધ્ધાનંદ તે રૂપ્યા ઘરમાંજ હજમ કરી જવા ઇચ્છે છે? અને તે છ હજાર રૂપ્યા કઇ સભાના હતા? અને શ્રધ્ધાનંદે તે કયાં ખર્ચ્યાં છે?

૧૧ પંડિત લક્ષમીનારાયણજી શાસ્ત્રી (દિલ્હી) સ્વર્ગવાસીના કેટલાક હઝાર રૂપ્યા શ્રદ્ધાનંદે વચન આપીને શુદ્ધિના કામોમાં ખર્ચ

કરાવ્યા હતા. કે આ રૂપ્યા પાછળથી શુદ્ધિ સભા તરફથી આપી દેવામાં આવશે. પરંતુ પછીથી પંડીતજીને ચોકખી ના પાડી દીધી. પંડિતજીએ શુધ્ધીની ધુનમાં વિશ્વાસઘાતી શ્રધ્ધાનંદના કહેવામાં આવી જઇ પોતાની ધર્મ પત્નિના અલંકારો શુધ્ધાં વેચીને આપી દીધાં હતા. શું પૈસાના ભુખ્યા શ્રધ્ધાનદે પંડીતજીના હજારો રૂપ્યા પોતાના દેખાડીને શુધ્ધી સભામાંથી ઉચાપત તો નથી કરી લીધા ? પંડિતજીથી આ વિશ્વાસઘાત કરીને શ્રદ્ધાનંદે મહા પાપ અને નૈતિક ગુનાહ કર્યો છે. શ્રદ્ધાનંદ પોતાનો આ પાપ ગુપ્ત રાખવા માટે તેમને હંમેશા બદનામ કરતો રહયો છે.

૧૨ શ્રધ્ધાનંદ જયારે સન્યાસી થયો ત્યારે તેની પાસે કંઇ ન હતું અને ઇન્દ્ર (તેમનો દીકરો) ભણુતો હતો તે પણ નિર્ધન હતો. તો આ "અર્જુન" અને "તેજ" પત્રોનાં ખર્ચ અને પ્રેસના મશીન લગાડવાના હજારો રૂપ્યા કયાંથી આણ્યા અને એટલા વિશાળ ઘરોના ભાડા કયાંથી ભરે છે ? શું આ પ્રત્યક્ષ પ્રમાણુનો કોઇ ઉત્તર છે ? અને શું પોતાના દેશ જાલંધરમાં એણે કંઇ ઘરો તો નથી બાંધ્યા, અને બનાવ્યા છે તો રૂપ્યા કયાંથી આવ્યા?

૧૩ આર્ય સમાજનો ઇતિહાસ લખવા માટે શ્રધ્ધાનદે કેટલા વર્ષ ઉપર પ્રવાસ કર્યો હતો આ પ્રવાશથી કંઇ રૂપ્યા ભેગા કર્યા હતા અને જો ભેગા કીધેલા તો તે રૂપ્યા કયાં છે ?.

૧૪ શ્રધ્ધાન દે રૂપ્યા કમાવવા માટે એક બીજો અત્યાચાર અને શયતાની મઠ બનાવી રાખ્યો છે, જયાં સ્ત્રીઓ મારફતે તે પૈસા ઉત્પન્ન થાય છે. આ બનાવ લખતાં અમારી લેખિણી અટકે છે,

કેમકે આ બનાવોમી સાથે શ્રધ્ધાનંદના પુત્ર ઇન્દ્રની સ્ત્રી વિદ્યાર્થીની પણ ચર્ચા આવે છે.

૧૫ શ્રધ્ધાનંદે રૂપ્યાની લાલચમાં સન્યાશી થઇને પોલીટીકલ કામ આરંભ્યું તો તે કંઇ બાબત ઝાહિર થવા પર કયદ થઇ ગયો અને જગપ્રસિધ્ધ છે કોઇ ખાસ વચન આપીને કયદથી મુકિત મેળવી એથી સિધ્ધ થાય છે કે કયદથી છુટવા પછી એણે પોલીટીકલ કામને હાથ સુધ્ધાં નથી લગાવ્યો. અને હિન્દુ મુસલમાનો અને હિન્દુ હિન્દુઓ વચ્ચે ઝઘડા ફસાદ ઉપજાવી રહયો છે. તદુપરાંત કોંગ્રેસ અને પોલીટીકલ લીડરોની પણ વિરૂધ્ધતા કરી રહયો છે, હાલમાંજ તેણે મહાત્મા ગાંધી ઉપર સખ્ત હુમલો કર્યો છે, જેના ખાસડા ઉપાડવાની પણ લાઇકાત ધરાવતો નથી, આ બીજો જયચંદ રાઠોરામ હિન્દુ કવમ અને આખા હિન્દ માટે અને હિન્દ વાળાઓ માટે મારે આસ્તીન છે. એનાથી અને એના વર્તમાનપત્રોથી લોકોએ બચવું જોઇએ "બંદે માત્રમ" વિગેરે પેપરોએ પણ એણે ધિક્કાર્યું છે આ માણસે કવમી ફંડોના કોણ જાણે કેટલા રૂપ્યા ખાધા છે ! એજ કારણ સમજવામાં આવે છે કે શ્રધ્ધાનંદનું કોઇપણ કાર્ય પૂર્ણ થયો નથી. કેમકે રૂપ્યાતો ઘણાએ પોતે ખાઇ ગયો બાકી માત્ર દેખાવજ રહયો અમે જનસમાજને સૂચવીએ છીએ કે આ ગીરવી પોષાકના ધોકામાં આવીને એને કોઇપણ કામ માટે નાણા નહિ આપે, નહિ તો એવા લોકોને દાન આપનાર મનુષ્ય પણ શાસ્ત્રોના હુકમ મુજબ પાપી થાય છે. એણે "અર્જુન" અને "તેજ" પત્રો એ માટે કાઢવાં છે

કે એ મારફતે ઝઘડો ફસાદ ફેલાવીને રૂપીઆ કમાવવામાં આવે અને જો કોઇ મનુષ્ય તેનાથી કવમી ફંડોનો હિસાબ માંગે તો તેને બેઉ પત્રો ગાળો ભાંડીને બદનામ કરવાના પ્રયત્નો આદરી દે. પબ્લિકને આ પત્રોથી પણ ચેતતા રહેવું જોઇએ.

નોટ :-અમે "એશિયા" પત્રમાં લખી ચુકયા છીએ કે શ્રધ્ધાનંદ થોડાક માનનીય આગેવાનોને કબુલ રાખે તો અમે આ સર્વ બાબતો તેમની સમક્ષ રજુ કરવા તૈયાર છીએ. સારાંશ અમે એક ઝુરૂરી કવમી સેવા બજાવતાં આ કવમ-દ્રોહીને કવમ સ્હામે ઉભો કરી દીધો છે, હવે અમે જોઇએ છીએ કે કવમ એને અને એના બેઉ પત્રોને કે આવા પ્રેકારની કવમી સઝા આપે છે. શ્રધ્ધાનંદ કયાંક સમાજી બને છે અને કયાંક સનાતની બનીને પોતાનું કાર્ય પાર પાડે છે. અસલ તો આ ક્ષત્રિય જાતનો આર્ય સમાજી છે પરંતુ ઘણા આર્યસમાજીઓ પણ એનાથી એની આ કવમ-દ્રોહીને લીધે નારાઝ છે. સન્યાશી થઇને પણ પોતાના દીકરા, વહુ અને પૌત્રો સાથે રહે છે, બહાર જઇને ખબર નથી શું કહેતો હશે શ્રધ્ધાનંદે પોતાનો ઉલ્લુ સીધો કરવા માટે "તેજ" અને "અર્જુન" પત્રો મારફતે ઘણો મતભેદ ફેલાવી દીધો છે. થોડા દિવસ થયા આ બનાવોથી કંટાળી જઇને મહાત્મા ગાંધીને ઝાહિરનામું પ્રસિધ્ધ કરાવવું પડયું હતું ત્યારથી શ્રધ્ધાનંદ અને તેના પત્રોએ મહાત્માજી પર હુમલાઓનો વરસાદ વરસાવી દીધો છે. એજ રીતે આ બેઉ "તેજ" અને "અર્જુન" પત્રો આ ઝઘડા ફસાદ ફેલાવવા ઉપર ત હિન્દુ કવમમ પણ આપસમાં મતભેદ ફેલાવી રહયા છે, અને

કવમી ફંડોને હઝમ કરી જવા અને શ્રધ્ધાનંદના બીજા કૃત્યો પર કવમને ધોકો આપીને પરદામાં નાંખી રહ્યા છે. દરેક દિશાએથી શ્રદ્ધાનંદ અને તેનાં આ બેઉ પત્રોની પોલીસી પર સખ્ત ધિક્કાર વર્સી રહ્યો છે શ્રદ્ધાનંદ જો સાચો માણસ છે તો અમારા આ હેંડબીલનો જવાબ આપવા શા માટે ગભરાય છે? દરેક મનુષ્યની કવમી ફરજ છે કે તે શાંન્ત ચિત્તે આ હેંડબીલ વાંચે અને એની ઉપર વિચાર કરે.

## લખનાર:–પંડિત રાજનારાયણ "અરમાન"

એડિટર "એશીયા" (દિલ્હી)

જોકે અયશાના આરોપનો જવાબ તો તેજ સમયે આપવામાં આવ્યો પણ આ હેંડબીલનો જવાબ આજ સુધી અમે નથી જોયો આઈશા પરના તોહમતોનો જવાબ તેજ છે જે કુરઆનમાં પણ છે.

એજ બાબ્તમાં વિરોધી મહાશયે પત્નિઓની વધારે સંખ્યાપર પણ મશ્કરી ઉડાવી છે. એનો જવાબ અમે પુસ્તકના છેવટમાં આપશું (ઇન્શાઅલ્લાહ) મહાશય કર્તાને આ વાતપર બળતરા છે કે હઝરત સિદ્દકાપર જેઓ ખોટા આક્ષેપો લગાડવામાં આવ્યા હતા તેનો રદ કુરઆનમાં શા માટે થયો? જેથી તેણે પોતના અંતઃકરણની અગ્નિ આ શબ્દોમાં ઝાહિર કરી છે.

"સૂરએ નુરમેં રસૂલ અવર રસૂલકે ખુદાકા ગમો ગુસ્સા (ક્રોધ અને શોક) અબતક મરકુમ (લખાયલો) ચલા આતા હય. બાઝમાન લોગોંકી ઝબાને ઉનકે મુહમેં ધુસેળ દી ગઈ (ઘાલી દેવામાં આવી) અબ યેહ કુદરત

હુએ કે હરમકો ફરમાઇશ (હુકમ) કી જાવે, કયોંકે તાલી દો હાથોંસે બજતી હય. યે ખિદમત (સેવા) ભી અલ્લાહમિયાંને કુબુલકી, સૂરએ અહઝાબ ઉતરી.

'અય પયગમ્બરકી બીવીઓ! તુમ અવર અવરતોંકી તરહ નહીં હો, અગર તુમ પરમાત્માસે ડરતી હો તો અપને કવલ (વચન) સે ન ફિરો તાકે વો લાલચ ન કરે જિસ્કે દિલમેં મર્ઝ (રોગ) હય અવર કહા ગયા હય કે કવલે મઅરૂફ અપને ઘરોંમે રૂકી રહો અવર ન દિખાતી ફિરો સિંગાર (શણગાર) જયસે જાહિલીય્યત (અજ્ઞાનતા) કે ઝમાનેમેં અવરતેં કરતીથી.'

આખિર મુહમ્મદ અપની બીવીઓંકો આપ તંબીહ વ તવબીખ (ચેતવણી અને હુકમ) કરના બાકી ઝવ. જિયત (પત્નિત્વ) કે લવાઝિમાત (જુરૂરિયાત) કે ખિલાફ (વિરૂદ્ધ)થા. અલ્લાહમિયાં, મિયાં બીવી દોનુંકા બુઝુર્ગ હય ઉસકો બીચમેં ડાલા અવર જો ચાહા કહેલવાયા."

[રંગીલા પૃષ્ઠ ૨૫-૨૬]

પયગમ્બર (સલ) નું પ્રત્યેક વર્તન અને કહેણુ અને આપનું ખાનગી જીવન અનુયાયીઓ માટે એક અતિયુત્તમ નમુનો હતો એ માટે આ ખાનગી બનાવને કુરઆને મજીદમાં ચર્ચીને સ્પષ્ટ કરી દેવામાં આવ્યો. પણ આર્ય સમાજના કહેવા મુજબ તેમના પરમેશ્વરે કેવું વર્તન કર્યું છે કે ઋષીઓ સિવાય પ્રત્યેક પતિ પત્નિના કાર્યોમાં માંથુ મારતાં પ્રશ્ન કરે છે કે,

"હે વિવાહિત સ્ત્રી પુરૂષો ! તમે બેઉ રાત્રે કયાં રહ્યા હતા અને દિવસ કયાં વિતાડયો અને તમે ખોરાક કયાં ખાધો હતો વિગેરે."

(ઋગવેદ આઠમો અધ્યાય સ્વર્ગ ૧૮ મંત્ર ૨)

કેટલા અણજુરૂરી અને અસભ્ય પ્રશ્નો ? તમે બેઉ રાત્રે કયાં રહ્યા હતા ? કેટલો સુંદર (!) પ્રશ્ન ?

શું કોઇ લજ્જાવાન પુરૂષ કે સ્ત્રી રાત્રે કયાં ગયાં હતા એનો ઉતરવાળી શકશે ? એ માટે આ પ્રશ્નનો ઉત્તર વેદમાં મળતોજ નથી. કદાચ સાંભળતારાઓએ શયખ સઅદી મરહુમની સલાહનુ અનુકરણ કર્યું હશે.

જવાબે જાહિલાં બાશદ ખમોશી

(અજ્ઞાનોનોં જવાબ ચુપકીદીજ છે.)

આગળ ચાલતા મહાશયે હઝરત આઇશા (રદિ.) નો એક બનાવ સર મ્યોરના ઇતિહાસથી નકલ કર્યો છે જે સધારણ હોવા છતાં વિરોધીએ તેમાં મરચી મસાલો ભેળવ્યો છે તેના શબ્દો આ છે.

"બીમારી કે દવરાનમે (સમયમાં) મુહમ્મદ કબ્રસ્તાન મેં ગયા અવર અપને મરનેકા યકીન મુગ્તા કરકે (નક્કી વિચાર કરીને) ઘર લવટા. આઇશાભી ઇત્તિફાકસે ઉસ દિન દર્દે સર (માથાના દરદ)મેં મુબતિલાથી. વોહ કિરાહ કિરાહ કર રહીથી. 'મેરા સર ! મેરા સર !' મુહમ્મદ ફવરન (તાત[illegible]) બોલ ઉઠા."

"આઇશા ! યેહ લફ્ઝ મુજહે કહેના ચાહીએ.' કમસિન (જુવાન) અવરતને સુના અવર ચુપ હો ગઇ. મુહમ્મદકો ઝરાફત (મશ્કરી સૂઝી, કહા 'આઇશા ! કિયા તુમ પસંદ ન કરોગી કે તુમ્હારી મવત (મરણુ) મેરે જીતે જીહો તાકે મંય તુમ્હે અપને હાથોંસે દફન કરૂં અવર તુમ્હારી કબરપર દુઆ કહું ?' આઇશાને નાક ભંવ ચળ્હાઇ અવર જવાબ દિયા, 'યે કિસી અવરકો સુનાઓ મંય સમજહ ગઇ મેરે ઘરકો મુજહસે ખાલી કરને અવર કિસી અવર હુસ્નો જમાલકી (સૌંદર્યતાની) પુતલી કો ઉસ્મ લા બસાનેકી આરઝુ (ઇચ્છા) હય' મુહમ્મદકો જવાબકી ફુરસત નથી. તાકત (શકિત) નથી. મુસ્કરા કર ટાલ દિયા."

(મુહમ્મદનું જીવન ચરિત્ર અને કૃત્ય)

(રંગીલા પૃષ્ઠ ૧૩.)

રંગીલા કર્તાએ એમાં પણ મરચી મસાલો ભેળવાથી કામ લીધું છે. ખરો બનાવ ઘણું ટુંક છે. જે ઇતિહાસકાર અબુલ ફિદા ના શબ્દોમાં અમે રજુ કરીએ છીએ.

"આઇશા સિદ્દીકા કહે છે કે એક દિવસે મારૂં માથું દુખતું હતું હું કહી રહી હતી. હાય મારૂં માથું ! આપે મશ્કરીમાં ફરમાવ્યું કે મને આ શબ્દો કહેવા જોઇએ. (કેમકે હુઝુર પોતે બીમાર હતા.) પછી

(બીવી આઇશાને ધીરજ આપવા સારૂ, કહ્યું 'તારૂં શું નુકશાન છે જો તુ મારી સામે મરી જાય અને હું તને કફન દફન કરૂં અને જનાઝાની નમાઝ પઢું અને દુઆ કરૂં આઇશાએ (જેવી રીતે બામારીમાં મનુષ્ય ચીઢાઇને કહે છે તેમ) કહ્યું હા હુ જાણુ છુ જો તમે મારી સાથે મજત પછી એમ કરશો તો તેજ સમયે મારા ઘરમાં આવશો' અને પોતાની કોઈ પત્નિથી દિલ બહેલાવશો આ સાંભળીને હુઝુરે સ્મિત હાસ્ય કર્યું."

(પુસ્તક પહેલો પાને ૧૫૧)

સર વિલિયમ મ્યોરે આ જગ્યાપર પોતેજ તારીખેતિબરીનો હવાલો આપ્યો છે. તારીખેતિબરીમાં પણ આ કિસ્સો એમજ આવ્યો છે ફક્ત એક શબ્દનો ફેર છે. એટલે તારીખે અબુલ ફિદામાં "તગરંયતા" અને તારીખે તિબરી "અઅરસ્તા" છે બેઉના અર્થ છે "પુરૂષનું સ્ત્રી સાથે દિલ બહેલાવવુ."

કેવો સારૂ લેખ છે અને પતિ પત્નિનું રોજ દિલ બહેલાવવું છે. એ માટે સર મ્યોરે પણ આ માથાળા હેઠળ આ બનાવ લખ્યો છે. આ જાતના બનાવોનો જવાબ અમે નોંધમાં લખી આવ્યા છીએ. પણ પતિ પત્નિના સંબધો અને પ્રેમના કિસ્સાઓને તેઓજ જાણે છે, જે સંબંધ રાખે છે. પરંતુ જેમની પોતાની કે તેમના ગુરૂની આખી ઝિંદગી આ કુદરતી સંબધથી વેગળી રહી હોય તે આ પ્રેમના આનંદી સહવાસને શુ જાણે પંજાબી કહેવત છે કે.

તૂંકી જાણી સાર ઇશ્કદી ઉંટ ચરાવન વાલા.
(ઊંટ ચરાવનાર ! તું પ્રેમની કથાની મોજ શું જાણે !)

કુંજા દાનંદ હાલેમા સબકસારાને સાહિલહા'
(દર્યાં કાંઠેના બેનકુફો અમારી સ્થિતિને શું જાણે.)

હઝરત સિદ્દીકાના લગ્નપર સૌથી અગત્યનો અને મહાન આક્ષેપ એમની ન્હાની વયનો છે તેથી વિરોધીના ચુભતાં શબ્દો આ છે.

"મુહમ્મદ ને ઈસ ખુર્દ સાલ લળકી સે જો ઉમરમે ઉસ્કી પોતીથી અપની નિસ્બત કયું ઠેહરાઈ ?"

[રંગીલા પૃષ્ઠ ૧૯.]

બસ આખા વિરોધનો આત્મા આ એકજ આક્ષેપ છે. એ માટે અમે એનો સ્પષ્ટ જવાબ આપીને આ ચર્ચાનો અંત આણીએ છીએ.

હઝરત ખદીજા (વૃદ્ધ વયની સ્ત્રી) થી લગ્ન કરવા પર વિરોધી ટીકા કરે છે, કે એટલી વૃદ્ધા માઈથી કેમ લગ્ન કર્યાં જે માટે મહાશયના શબ્દ આ છે.

"ખદીજા બેવાથી વોહભી કુરયશ થઅની મુહમ્મદકી હમ કવમથી દો ખાવિંદ મર ચુકે થે. આલ અવલાદ વાલીથી મુહમ્મદ અવર ઉસ્કી ઉમરકા કયા મુકાબલા થા."

(રંગીલા પૃષ્ઠ ૯)

હઝરત ખદીજા પછી જ્યારે યુવાન આઇશાથી લગ્ન કર્યાં તો તેમની ન્હાની વયપર ટીકા કરે છે કેટલું ખરૂં કોઇએ કહયું છે.

નઅઝ જોરે મરદુમ રહદ ઝિશતરો,
ન શાહિદ ઝમા મરદુમે ઝિશ્તગો.

[કોઇના ઝોર ઝુલ્મથી કોઇ બદશિકલ નથી થઇ શકતો અને દુન્યા તે બુરૂ બોલનારની વાત પણ માનતી નથી]

આ ઉપલક રમુજ પછી અમે અસલ મુદ્દા તરફ વળીએ છીએ.

પતિ પત્નિની વયમાં શું ફરક હોવો જોઇએ એ માટે ધર્મ શાસ્ત્રોના વિદ્વાનોના ઘણા કહેણો છે. હિન્દુઓ અને આર્યાઓના માનનીય આગેવાન મનુજી આ બાબતમાં કહે છે કે,

"ત્રીસ વર્ષના પુરૂષે સુંદર બાર વર્ષની કન્યા સાથે લગ્ન કરવું અથવા ચોવીસ વર્ષના પુરૂષે આઠ વર્ષની કન્યા સાથે લગ્ન કરી જલ્દી ધર્મ કાર્યમાં જોડાવું."
(મનુસ્મૃર્તિ અ. ૯ શ્લોક ૪.)

માટે એક મનુષ્ય પોતાના ચોવીસ વર્ષના પુત્રનો લગ્ન કોઇ આઠ વર્ષની કન્યા સાથે (અને તે પણ વેદિક ધર્મનું અનુસરણ કરનાર હોય) કરી દે, તો ધર્મશાસ્ત્ર વિરૂધ્ધ ન થશે. જો કે હાલના યુગની દ્દષ્ટીએ આ કાર્ય મુશ્કિલ દેખાય છે. કે આઠ વર્ષની યુવતિ યુવાન થઇને ચોવીસ વર્ષના યુવકની શક્તિ સહન કરી શકે લાચારીએ આ કહેવું પડશે કે મનુજીના કાળમાં આઠ વર્ષની છોકરી યુવાન થઈ જતી હશે આઠ અને બાર વચ્ચે દસ છે. સંભવિત છે

કે વચલા યુગમાં જે ઇસ્લામનો યુગ છે દસ વર્ષની છોકરી યુવાન થઇ જતી હશે જે માટે પોતે આઇશા સિદીકાનો પોતાનો ફેસલો છે કે છોકરી જ્યારે નવ વર્ષની થઇ જાય તો યુવાન છે કેમકે તે પોતે એવી થઈ ગઇ હતી. દસ વર્ષની વયમાં સિદ્દીકાનો ઝુફાફ (મેળાપ) થયો. જે માટે વિરોધીએ પાના ૨૦ પર પોતે લખ્યું છે કે ધર્મશાસ્ત્રના હુકમ મુજબ આઠ વર્ષની છોકરીને ચોવીસ વર્ષનો પતિ મળવું જોઇએ ઉપરાંત શ્રેષ્ટ છે તો દસ વર્ષની યુવતિને ત્રેપન વર્ષનો પતિ મળવા પર વાંધો શાનો? હા વાંધો થઇ શકે છે તો યુવતિની ઉગતી શકિત અને પતિની વધતી કમશકિતનો થઇ શકે છે. જેથી છોકરીની મનેચ્છાને હાની પોહોંચવાનો સંદેહ છે. અમે આ આક્ષેપની કદર કરીએ છીએ, પણ અમે જોઇએ છીએ કે શકિત અને અશકિત માટે કુદરતનો કોઇ કાનુન નથી. ઘણા પુરૂષો ન્હાની વયમાં કમશકત થઇ જાય છે અને ઘણા વૃધ્ધ વય સુધી પણ શકિતવાન રહે છે. તેની ઓળખાણ કે આ પુરૂષમાં શકિત છે કે નહિં ઘણી સહેલાઇ અને ઝાહિરી દલીલથી એમ ઝાહિર થઇ શકે છે કે ન્હાની વયની પત્નિ અને મ્હોટી વયના પતિમાં લગ્ન પછી અણજાણ કારણે જે બગાડ રહે છે તો સમજો કે બુઢ્ઢા મિયાં અશકત છે અને જો એઉમાં પ્રેમ અને મેળાપ સારો અને ઉત્તમ છે તો સમજો કે બડેમિયાં કાબિલ છે. આ એક એવી ઓળખાણ છે કે દરેક અનુભવી ગૃહસ્થ એને ખરૂં માનશે.

હવે ખુલાસો કરવાની બાબત આ છે કે રસૂલ (સલ) અને સિદ્દીકા (રદિ) વચ્ચે સમ્પૂર્ણ પ્રેમ હતો કે નહિ? એ માટે મહા-

શય વિરોધી પણ નકાર નથી કરતો. જે માટે તેના શબ્દો આ છે.

"મુહમ્મદકે મરતે દમતક (મરણુ સમય સુધી) મુહમ્મદકી ઘરવાલી, દિલોજાન કી માલિક હમરાઝ (જીવન સખી) આઇશાહી થી."

(રંગીલા પૃષ્ઠ ૨૦)

બીજી સાક્ષી તમારા બડેભાઇ **કાલીચરણની** છે જે હિંદી પુસ્તકે "વિચિત્ર જીવન"માં લખે છે.

"આઇશા પણ મુહમ્મદ સાહબ પર આશિક હતી"

(પૃષ્ઠ ૧૬૫)

એજ બડેભાઇએ "મદા રિજુન્તુબુવ્વત"ની હવાલાથી લખ્યું છે.

"હુઝુરને ત્રીસ મર્દોની બરાબર શકિત હતી."

(પૃષ્ઠ ૧૪૭)

માટે જ્યારે રસૂલ (સલ.)ની પુરૂષ શકિતને પોતે વિરોધી પણ માન્ય રાખે છે તો પછી એક યુવતિથી લગ્ન કરવું કઇ અકલી અને નકલી દલીલ વિરૂધ્ધ કહેવાશે.

પંડિત કાલીચરણે પોતાના પુસ્તક "વિચિત્ર જીવન" ના પૃષ્ઠ ૧૪૮ પર મુસલમાનોને ચેલેંજ આપી છે કે નવ વર્ષની છોકરીથી ત્રેપન વર્ષના વૃદ્ધ સાથેના મેળાપને હકીમી (વૈદિક) સિદ્ધાંતોની રૂએ ખરૂં પુરવાર કરી આપો. કદાચ એમનો વિચાર એમ હોય કે એટલી વયની છોકરી યુવાન થઇ જતી નથી. એ

માટે આઇશા સિદ્દીકા પણ યુવાન ન થયાં હશે. અમે સિધાંતની રૂએ તેમનાં વિચારોથી સંમત છીએ.. કે નાબાલિગ છોકરીથી મેળાપ ઠીક નથી. પણ નવ કે દસ વર્ષની છોકરીને જ્યારે યુવાન નથી સ્વિકારતા તો (મનુજીના ઉપરોકત હવાલા મુજબ) આઠ વર્ષની છોકરી કેવી રીતે યુવાન થઇ શકે છે જે ચોવિસ વર્ષના યુવક સાથે મેળાપ કરવા કાબિલ છે? માટે જો આઠ વર્ષની યુવતિનું ચોવીસ વર્ષના યુવક સાથે મેળાપ મનુજીના કહેવા મુજબ દુરૂસ્ત છે તો દસ વર્ષની યુવતિનું ત્રેપન વર્ષના વૃધથી મેળાપ કરવું કેવી રીતે દુરૂસ્ત નહિ કહેવાશે? અને ખાસ કરીને તે વેળાએ જ્યારે દસ વર્ષની છોકરી યુવાન હોય અને ત્રેપન વર્ષનો વૃધ શકિતવાન હોય.

**સમાજીઓ!** કાચના ઘરમાં રહીને બીજાઓપર પત્થરાઓનો વરસાદ વર્સાવવો.

## કહોજી કવન ધર્મ હય?

હઝરત આઇશા સિદ્દીકા (રદિ)ના ઝુફાફ સંબંધી કેટલાક આલિમોએ (મવલાના ઇબ્રાહીમ સાહબ સિયાલકોટી વિગેરે)ની તપાસ આ છે કે તેમની બાબત જે ૯–૧૦ વર્ષમાં હુઝુર (સલ.)ના ઘરમાં આવવાનું લખેલું છે તેથી તેમનો પતિથી મેળાપ નહિ પણ માત્ર રૂખસતી છે, આ દઅવાપર તેઓએ ઘણા પુસ્તકોના હવાલા રજુ કર્યા છે. તેમનો સાર આ છે કે હુઝુર (સલ.)ની પત્નિ હઝરત ખદીજા (રદિ.)ની વફાત પછી હઝરત સવદાપર ઘરના કાર્યોનો ભાર પડયો જે ઘણી વૃદ્ધ અને ઘણી ધીમે કામ કરનાર હોવાને કારણે વ્યવસ્થા નહિ કરી શકતી હતી. જેથી આ હઝરતના ઘણા કામો

અપૂર્ણ રહી જતા એ માટે હઝરત અબૂબકર [રદિ.] એ આઇશાને રજા આપી, જેથી હુઝુરના ખાનગી કર્યોમાં તકલીફ ન થાય. મેળાપની વય તેજ છે જે સામાન્ય રીતે યુવાન છોકરીઓની હોય છે. આ લખાણ એમનો કેટલાક આલિમોની ટેકા સહિત અહલે હદીસ પત્રમાં નવેમ્બર, ડિસેમ્બર, ૧૯૨૪ ના નંબરોમાં પ્રગટ થતો રહયો. માટે આ તપાસ સ્હામે કોઇ વાંધો ઉતપન્ન થઇ શકતોજ નથી.

## પ્રકરણ ૭ મું.

### હઝરત ઉમ્મુલ મુઅમિનીન ઝયનબ [રદિયલ્લાહુ અનહા]

ઝબાંપે બારે ખુદાયા યે કિસકા નામ આયા;
કે મેરે નત્ક ને બોસે મેરી ઝબાંકે લીએ.

વિરોધીએ પૃષ્ઠ ૨૭ થી પૃષ્ઠ ૩૦ સુધી કોઇ વાત જવાબ આપવા લાઇક લખી નથી. પૃષ્ઠ ૩૧૫૨ હઝરત ઝયનબના વિવાહની ચર્ચા કરી છે પણ તેજ લજ્જાહીન મશ્કરી, જેનો કોઇ પુરાવો ભરોસાપાત્ર ઇસ્લામી પુસ્તકોમાંથી નથી આપ્યો.

એમાં શક નથી કે આ બનાવ સબંધી, સાથીઓ અને વિરોધીઓએ ઘણી અમધ્યમતા કરી છે અમે ઇચ્છીએ છીએ કે આ બનાવને અમધ્યમતાથી જુદો કરીને એનો અસલ જવહર પબ્લિકની સ્હામે, લાવીએ જો કે એથી પહેલાં અમે પોતાની સમ્બાબંધ કૃતિઓમાં લખી ચુકયા છીએ, પરંતુ આજે એને ખાસ રીતે રજુ કરીએ છીએ.

અરબ દેશમાં હિન્દુસ્તાન મુજબ દસ્તુર હતો કે અવલાદ નહિ હોવાને સબબે દત્તક પુત્રને પુત્ર બનાવી લેતા. એને પોતાના સગા પુત્રની જેમ જાણતા. એનું પરિણામ આ હતો કે આ દત્તક પુત્રની પત્નિને સગી વહુ જેમ સમજતા. કેમકે આ રિવાજ કુદરતી નિયમ વિરૂદ્ધ હતો, અને પિતા પુત્રનો સંબંધ બી અને ફળ જેમ કુદરતી છે જે દત્તક પુત્રની રસમમાં નથી દેખવામાં આવતો; દત્તક પુત્રને સગા પુત્ર જેમ જાણવું કુદરતના નિયમોની વિરૂદ્ધ અને બુરો રિવાજ છે, પયગમ્બરે ઇસ્લામ જે બુરી રસમોનાં સુધારાથે આવ્યા હતા, તેમાંથી એક રસમ આ પણ હતી કેમકે આ એક સામાન્ય અને માનનીય રસમ થઈ ગઇ હતી, એ માટે એને સુધારવું પણ માત્ર જીભથી વઅઝ અને ઉપદેશોથી નહિ થઇ શકતું હતું, બલ્કે વઅઝ અને ઉપદેશો ઉપરાંત દાખલા દલીલની પણ જરૂરત હતી. જે માટે એના સુધારા માટે બેઉ માર્ગ ગ્રહણ કરવામાં આવ્યા. વઅઝ અને ઉપદેશ તો આ શબ્દોમાં ફરમાવ્યા કરતા.

"ખુદાએ તમારા દત્તક પુત્રોને તમારા પુત્રો નથી બનાવ્યા આ તમારા મુખની વાતો છે. અલ્લાહ ખરૂં કહે

છે અને સત્ય માર્ગે પ્રેરે છે તેમને તેમના પિતાઓના નામે બોલાવ્યા કરો અલ્લાહની નઝદીક આ ન્યાયની વાત છે. હા, જો તમે તેમના પિતાઓને ન ઓળખતા હો તો સમજો કે તેઓ ધર્મની રૂએ તમારા બંધુઓ છે (માટે તેમને ભાઇ કહ્યા કરો પણ...........બેટો ન કહો.")

(કુરઆને હકીમ)

જે કુદરતી કેળવણી જેને કુદરતે નહિ ઘડી હોય. તમે તેને કુદરતી ન સમજો પરંતુ તેની જડથી તેનો મેળાપ ઝાહિર કરવા તેમના અસલ પિતાઓના નામે બોલાવ્યા કરો

આ શબ્દી કેળવણી અત્યંત બુરી રસમના સુધારા માટે પુરતી નહિ થઇ શકતી હતી, તે માટે ખુદાએ દાખલો કાઇમ કરવા માટે એજ મહાન સુધારક (સલ.) ને ચુંટયો. જેમનો નામ કુરઆની શબ્દ કોષમાં ઉસ્વએ હસના (સદગુણોનો નમૂનો) રાખવામાં આવ્યો છે. હઝરતને ઝયદ બિન હારિસા (ગુલામ)થી ઘણો વ્હાલ હતો. અહીં સુધી કે દેશના રિવાજ પ્રમાણે (મનાઇના હુકમથી પહેલાં) લોકો તેને ઝયદ બિન મુહમ્મદ કહેતા હતા.

આ ઝયદ (સ્વતંત્ર ગુલામ) નો વિવાહ પણ હુઝુરે પોતાના કુરયશી કુટુંબમાં એક ઘણી કુળવાન છોકરી ઝયનબ સાથે કરાવ્યો હતો. જે હુઝુરના હાથોમાં પળી હતી. પણ ભાગ જોગે પતિ પત્નિ નો સંબંધ બગડયો જેનો પરિણામ એટલે સુધી પોહોંચ્યો કે પતિએ નિશ્ચય કરી લીધો કે હું એને તજી દઉ આ વિવાહ હુઝુર (સલ.) એ ઘણા પયત્નો કરી પોતે કરાવ્યા હતા, એ માટે આપે

ઝયદને ઘણું સમજાવ્યું પણ તેણે નહિ માન્યું. એટલે સુધીકે તેણે ઝયનબને તલાક આપી દીધી. આ આખા કિસ્સાનો પુરાવો કુરઆને શરીફની આયતોથી મળે છે જે આ છે.

"(અય પયગમ્બર! તે વાત ને યાદ કરો કે) જયારે તમે માણુસને સમજાવતા હતા. (એટલે ઝયદ બિન હારિસાને) જેની ઉપર અલ્લાહે (પોતાની) કૃપા દ્રષ્ટી કરી (કે ઇસ્લામની તવફીક આપી.) અને તમે પણ જેની ઉપર કૃપા દ્રષ્ટી કરતા રહ્યા કે પોતાની પત્નિ (ઝયનબ) ને પોતાના ઘરમાં રહેવા દે અને અલ્લાહથી ડરે (અને તેને તજી ન દે) અને તમે તે (વાત)ને પોતાના અંતરમાં ગુપ્ત રાખતા હતા જેને (છેવટે) અલ્લાહ ઝાહિર કરનાર હતો. અને તમે (આ મામલામાં) લોકોથી ભય રાખતા હતા પણ ખુદા એનો વધારે હકદાર છે. કે તમે તેનાથી ભય પામો. પછી જયારે ઝયદ આ (સ્ત્રીથી) પોતાનો સંબંધ તોડી ચુકયો (એટલે તલાક આપી દીધી અને ઇદ્દતની મુદ્દત પૂરી થઇ ગઇ) તો અમે તમારી સાથે તે (સ્ત્રી) નો વિવાહ કરી આપ્યો જેથી (સામાન્ય) મુસલમાનોનાં દત્તક પુત્રો જયારે પોતાની પત્નિઓથી છુટા છેડા કરી લે તો મુસલમાનો માટે તે સ્ત્રીઓ સાથે વિવાહ કરી લેવામાં (કોઇ જાતની) અડચણ ન રહે. અને ખુદાનો હુકમ તો થઇનેજ રહેશે."

(કુરઆને હકીમ.)

આ આયતોમાં એક શબ્દ (અરબી) "ઝવ્વજના કહા" આવ્યો છે. જે વિચારવા યોગ્ય છે. એમાં શક નથી કે ઘણા મુસલમાન કર્તાઓ પણ એમાં કસર કરી છે કે તેઓએ આ શબ્દથી એમ સમજી લીધું છે હુઝુરનો આ લગ્ન પૃથ્વીપર નથી થયો, બલ્કે આકાશ પર થયો હતો અને બસ જો કે ખરો બનાવ આ છે કે કાયદા પુર્વક લગ્ન થયો. ઝયનબનો ભાઇ અબુ અહમદ તેની તરફથી વાલી બનીને મેળાવડામાં શરીક થયો. આ બનાવ સબંધી તારીખ ઇબ્ન હુશામના શબ્દો આ છે.

"આં હઝરત (સલ.) ઝયનબ બિન્ત હજશ સાથે લગ્ન કર્યો અને તેના ભાઇ અબુ અહુમદે વકીલાત કરી. આં. હઝરત (સલ.) એ ઝયનબને ચારસો દિરહમ મિહર આપી."

(પૃષ્ઠ ૨૪૪, ઝાદુલ મઆદ. મિસ્રીની નોટ પર)

માટે આ બનાવની આ સાક્ષીને દષ્ટી સમક્ષ રાખીને આયત "ઝવ્વજના કહા" નો અર્થ એમ થશે, કે.

"અમે (ખુદાએ) તને (અય નબી) આ (ઝયનબ) ના લગ્નની રજા આપી, જેથી અત્યંત બુરી દત્તક પુત્રની રસમમાં સુધારો થઈ શકે."

કેટલીક રિવાયતોમાં આવ્યું છે કે હઝરત ઝયનબ ગર્વ કરતા હતા કે મારો લગ્ન આકાશ પર થયો છે, એનો અર્થ પણ આજ છે. ગર્વ એ હતો કે ખાસ બયાન કરીને લગ્નની રજા કુરઆનના શબ્દોમાં કોઇ બીજી પત્નિને નથી મળી જે માટે હુઝુરે ઝયનબના

વલીમા વિગેરે લગ્નની રસ્મો જે અદા કરી તેમનો પુરાવો ઘણી રિવાયતોથી મળે છે. માટે બનાવ એટલોજ છે કે આ બુરી રસમનો નાશ કરવા માટે આ દાખલો કાયમ કરવામાં આવ્યો, જેથી કુરઆને મજીદમાં આ હિકમત આ શબ્દોમાં બયાન કરવામાં આવી છે.

"(વિવાહની રજા તમને) એ માટે અપાઇ છે કે મુસલમાનોપર તેમના માટે તેમના દત્તક પુત્રોની સ્ત્રીઓ સાથે વિવાહ કરવામાં કોઇ જાતનો અટકાવ ન થાય જ્યારે તેમના દત્તક પુત્રો પોતાની સ્ત્રીઓ સાથે છુટા છેડા કરી લે." (કુરઆને હકીમ)

એટલે જો એવો બનાવ થઇ જાય તો લગ્ન હરામ ન જાણે જાણે આં હિકમત અને મસ્લિહતથી સાફ જણાય છે કે દરેક મુસલમાન પોતાના દત્તક પુત્રના પત્નિથી (જ્યારે તે છુટા છેડા કરી લે) લગ્ન કરી સકે છે તો શું તે મુસલમાનને આ કહેવાનો હક છે કે આ સ્ત્રી (દત્તક પુત્રની પત્નિ)થી મારો લગ્ન આકાશ પર થયો છે? નહિજ. કદી કોઇ મુસલમાન એની હિંમત નથી કરી સક્તો, ન કોઇ એનો ધાર્મિક નિર્ણય (ફતવો) આપી શકે છે. પરંતુ આ ફતવો છે કે ઇદ્દતની મુદ્દત પુરી થવા પછી કાયદા પૂર્વક લગ્ન કરે.

હા અમે માનીએ છીએ કે કેટલાક તફસીરોમાં એમ આવ્યું છે.

"હુઝુરે ઝયનબને જોયુ તો તે રૂપના કારણે વ્હાલી લાગી બલ્કે આપના દિલમાં ઘર કરી ગઇ. ઝયનબે આ બનાવ પોતાના પતિ ઝયદને નકલ કર્યો તો તેણે પસંદ

નહી કીધું કે તે સ્રીને હું મારી પત્નિ બનાવું જેની સાથે રસૂલ (સલ.)ને પ્રેમ હોય ?"

અમને માન્ય છે કે આ રિવાયત થોડીક તફસીરોમાં છે પણ સાથેજ એનો રદ પણ છે, જે માટે તફસીરે ખાઝિન વિગેરેમા આ રિવાયત સંબંધી નીચલા શબ્દો આવ્યા છે.

"એવું કહેવું (કે રસૂલ સલ. એ ઝયનબને જોઇ અને તેની ઉપર આશિક થયા) અને એવું માનવું તેની અપૂર્ણ વિદ્યાને કારણે નુબુવ્વતપર સખ્ત હુમલો થાય છે આ કેવી રીતે કહી શકાય છે કે ઝયનબને આપે જોઈ અને આપને પસંદ પડી જો કે તેતો રસૂલ (સલ.)ની ફઈની પુત્રી હતી અને રસૂલ (સલ.) તેને નિત્ય જોયા કરતા હતા. અને સ્રીઓ પરદો નહી કરતી હતી. (કેમકે પરદાનો હુકમ ઝયનબના વલીમા પછી નાઝિલ થયો) હુઝુરે પોતે તેનો લગ્ન ઝયદ સાથે કરી આપ્યો. માટે આવા નીચ આક્ષેપોથી કે રસૂલ (સલ) ઝયદને ઝયનબને રાખવાનો હુકમ આપતા હતા અને બીજાઓમાં તેની તલાક માંગતા હતા. રસૂલ (સલ.) ની નિષ્ઠામાં કોઇ શક નથી ઉતપન્ન થતો. આ વીષય થોડાક મુફસ્સિરોથીજ નકલ છે."

(તફસીરે ખાઝિન મિસ્રનો છાપો પુસ્તક બીજું પૃષ્ઠ ૪૯૮)

આ તેજ પંડિતજી છે જેમને આપણે બડેભાઇના નામે ઓળખીએ છીએ અને જેનો બયાન આરંભથી આવી રહયો છે કે

તેમણે પણ હુઝુર (સલ.)ના જીવન ચરિત્રનું એક પુસ્તક હિંદી (નાગરી) ભાષામાં લખ્યું છે જેનું નામ "વિચિત્ર જીવન" રાખ્યું છે તેઓએ પણ તેજ રૂઢિ ગૃહણ કહી છે જે સામાન્ય રીતે આર્ય સમાજી કર્તાઓ અને ખાસ કરીને ઇસ્લામનો રદ કરવામાં ઇસાઇ-ઓના અનુયાયીઓની છે, કે અસલ પુસ્તકને વગર દેખે સમજે અસલ લખાણના બનાવોને પોતાના શબ્દોમા બનાવીને ખુદાના સૃષ્ટી જનોને ધોકો આપીને ખુદાના સાચા ધર્મ ઇસ્લામ અને ઇસ્લામના પયગમ્બર (સલ.) થી ફેરવવાના તનતોડ પ્રયાસો કરે છે.

કોઇને આર્ય સમાજીઓથી ફર્યાદ કંઇ બીજી હશે. સંભવિત છે કે કોઇએ શુદ્ધિની નાજાઇઝ ચળવળ કરી હોય. અથવા કોઇએ આક્ષેપો કરવામાં અશિષ્ટ ભાષા વાપરી હોય પરંતુ અમને જે મોટી ફર્યાદ છે તે તેમના અન્યાયની છે, જે પક્ષપાતની જળ છે.

ખુદા સાક્ષી છે કે હું પોતે કહું છે. કે ઇસ્લામ ઉપર આક્ષેપો સાંભળવાથી હું કદી નથી ગભરાતો. નારાઝ પણ નથી થતો અને ફર્યાદ પણ નથી કરતો કેમકે કુરઆને મજીદને હું એક અતિ શ્રેષ્ઠ દરજાનો વાદવિવાદનો પુસ્તક જોઉં છું, જ્યારે તે ઘણી ઉદારતા સાથે વિરોધીઓ નો આક્ષેપો સાંભળે છે અને જવાબ આપે છે તો પછી મને તે આક્ષેપોથી શોક કે દુઃખ શા માટે થાય? મને ફર્યાદ છે તો આ છે કે ઇસ્લામના વિરોધીઓ ખાસ કરીને આર્ય સમાજીઓ સ્વામીજીનું અનુંકરણ કરતાં ખરા અર્થ સમજવાથી પેહલા કુરઆનના અને હદીસના શબ્દોમાં પોતાનો અર્થ સમાવેશ કરીને આક્ષેપો ઘડવા લાગી જાય છે. ઉપલા બનાવો સિવાય વાંચકો

નીચે લખેલો બનાવ સાંભળો. પંડિત કાલીચરણ પોતાના પુસ્તક "વિચિત્ર જીવન"માં હઝરત ઉમ્મુલ મુઅમિનીન ઝયનબના લગ્ન સંબંધી "મદારિજ્જુન્નુબુવ્વત્ત" અને "રવઝતુલ અહબાબ"નો હવાલો આપી લખે છે.

"મુહમ્મદ સાહેબ એક દિવસે ઝયનબના ઘરે ગયા અને બેટા* (ઝયદ)ની પત્નિને એવા પોષાકમાં જોઇ કે તેનું રૂપ તેમનાથી ગુપ્ત ન રહી શકયો. પયગમ્બર સાહેબના અંતરે જોશ ખાધો અને મોજમાં પોકારી ઉઠયા સુબ્હાનલ્લાહ હે અંતરના ભેદો જાણનાર! ઝયનબે આ વાત સાંભળી અને પોતાના પતિથી કહી (તેના પતિ) ઝયદે ઝયનબને તલાક આપી અને પછી હઝરતે તેનાથી વિવાહ કરી લીધો."

(પૃષ્ઠ ૧૭૬)

---

* કેટલું સારૂં થાત કે બેટો લખવા કરતાં દત્તક પુત્ર લખતે, પણ એમ કહેવાથી તેમની મતલબ પુરી નથી થતી અને અજ્ઞાનોને ધોકો કેવી રીતે અપાઇ સકાતે એજ બાબતપર સમાજીઓએ એક ટ્રેક્ટ પ્રસિદ્ધ કરાવ્યો છે જેનું નામજ "પુત્રની પત્નિથી લગ્ન" રાખવામાં આવ્યું છે. કેટલો ધોકો આપનાર બયાન છે કે દતક પુત્રને સગો પુત્ર દેખાડવામાં આવે ખાસ કરીને તે કવમ સ્હામે જે કુદરતી નિયમોનું અનુસરણ અને ધાર્મિક કેળવણી હેઠળ રહેવું પસંદ કરે છે. [ઉફ્ ઝુલ્મ!] [કર્તા]

અમે આ બેઉ હવાલાના પુસ્તકોની તપાસ કરી જે પંડિતજીએ દેખાડયા છે પણ તેમાં તો આ કિસ્સાનો બયાન આ રીતે નથી આવ્યો પણ બડેભાઇના પુરા રદમાં આવ્યો છે જેથી આ પુસ્તકોના અસલ લખાણનો અનુવાદ વાંચકો સમક્ષ છે.

પંડિતજીએ બેઉ પુસ્તકો [મદારિજુન્નુબુવ્વત અને રવઝ તુલ અહબાબ]નો હવાલો આપ્યો છે એમાંથી પેહલા પુસ્તક મદારિજુન્નુબુવ્વતમાં રવઝતુલ અહબાબનો હવાલો આપીને તેનો લખાણ નકલ કરેલો છે એ માટે અમે પણ રવઝતુલ અહબાબની નકલ કરીએ છીએ. અસલ ફારસીમાં છે. રવઝાના કર્તા લખે છે કે.

'રિવાયત છે કે રસૂલ (સલ.) એ ઝયનબને ઝયદ માટેના લગ્નનો સંદેશો સંભળાવ્યો. ઝયનબ સમજી કે રસૂલ (સલ.) એ પોતાના માટે વાત મોકલી છે તેણે સ્વિકારી લીધી. પણ જ્યારે તેને ખબર પડી કે ઝયદ માટે સંદેશો છે તો તેણે ના પાડી દીધી કેમકે ઝયનબ બહુ રૂપવંતી હતી અને રસુલ (સલ.)ની ફુઇની દીકરી હતી. તે કંઇ તીખા સ્વભાવની પણ હતી તેથી તેણે કહયું કે હુઝુર! હું સ્વતંત્ર થયલા ગુલામ સાથે વિવાહ કરવું પસંદ નથી કરતી ઝયનબનો ભાઇ પણ તેનાજ મતનો હતો

એક રિવાયતમાં છે કે ઝયનબે કહયું આ કામ આપને પસંદ છે કે ઝયદથી મારા વિવાહ થાય? હુઝુરે ફરમાવ્યું હા, ત્યારે ઝયનબે કહ્યું કે જ્યારે આપને પસંદ છે તો હું પણ અલ્લાહના રસૂલની મરજી વિરૂદ્ધ નથી કરતી,

માટે હું પણ આ સંદેશાને સ્વિકારી લઉં છું. અને રસૂલ (સલ) એ ઝયદનો ઝયનબ સાથે વિવાહ કરી દીધો વિવાહ પછી અલ્લાહ તઆલાએ રસૂલ (સલ.) ને ખબર આપી કે અમારી જાણમાં આ વાત લખાયલી છે કે ઝયનબ આપની પત્નિ થશે. એના પછી ખરેખર પતિ પત્નિ (ઝયદ અને ઝયનબ)માં કંઇ મતભેદ ઉત્પન્ન થયો ને એટલે સુધી કે ઝયદ કંટાળી ગયો અને રસુલ (સલ.) ની સેવામાં હાજિર થઇ કહ્યું.

હુઝુર ! હું નિર્ણય કરી ચુકયો છું કે ઝયનબને તલાક આપી દઉ કેમકે તે મારી સાથે ખરાબ વર્તાવ, કડવી વાણી અને વાકચાતુરીઓ વાપરે છે. રસુલ (સલ.) એ ફરમાવ્યું કે અલ્લાહથી ડર ! પરંતુ અલ્લાહની જાણમાં હતું કે ઝયનબ રસુલ [સલ.] ની પત્નિ થશે. એ માટે રસુલ [સલ,]ના મનમાં આવ્યું કે ઝયદને તલાક આપવા કહી દે પણ તેને તલાકનો હુકમ આપવા માટે તેમને શરમ લાગતી હતી કે લોકો કહેશે કે પોતાના દત્તક પુત્રની સ્રી સાથે લગ્ન કરી લીધો અને અરબમાં અજ્ઞાનતાના યુગમાં દત્તક પુત્રની સ્રીને સગી વહુ તરીકે ગણતા હતા ઝયદના તલાક આપવા પછી જ્યારે ઝયનબની ઇદ્દત પૂરી થઈ તો રસુલ (સલ.) ઝયદની મારફતે ઝયનબ પાસે પોતાના લગ્નની વાત મોકલી અને ઝયદ ખુશી ન હોવા છતાં આ કામ માટે ખાસ મોકલવામાં આવ્યો તે એટ-

લાજ માટે કે લોકોને ખબર પડી જાય કે ઝયનબને તલાક આપવા રસુલ (સલ.) ના ફોસલાવવાથી નથી થયું ઝયદના મનમાં ઝયનબ પ્રત્યેનો પ્રેમ રહયો નથી. એજ કારણે તે આ કામ પાર પાડવા રાજી થયો હતો. (સારાંશ પછી આપના વિવાહ તેની સાથે થઇ ગયા.)"

ઉપરોકત લખાણમાં જે આ બયાન છે કે રસૂલ (સલ.) મનમાં ઇચ્છતા હતા કે ઝયદ તલાક આપી દે તે કર્તાનો પોતાનો મત છે, નહિ તો ખરી વાતની તપાસ કરવામાં આવે તો આ વાત નીકળશે કે રસૂલ (સલ.)ના મનમાં હતું કે મારાજ કહેવાથી ઝયનબે ઝયદથી લગ્ન કબુલ્યું હતું. હવે ઝયદના તલાક આપવામાં જે તકલીફ ઝયનબને થશે તેની જવાબદારી મારે માથે પડશે અત્યારે જો ઝયદ તલાક આપવાના વિચારથી, મુકત ન રહયો તો તેના બદલામાં એમ કરીશ કે ઝયનબની સાથે હું પોતે લગ્ન કરી લઇશ પરંતું એવું કરવાથી દેશનો રિવાજ આડે આવતો હતો કુરઆને હકીમની આયત પણ એજ અર્થ દર્શાવી રહી છે જે અમે ઉપર દેખાડી ગયા છીએ.

**સમાજી મિત્રો!** ઉપરોકત લખાણને ધ્યાનથી વાંચો અને દેખાડો કે પંડિત કાલિચરણે જે દઅવો કર્યો છે કે હુઝુર (સલ.) એ ઝયનબને ઝીણા વસ્ત્રોમાં જોઇ, જેથી મનપર કાબુ ન રહયો અને ઝયનબે ઝયદથી આ બનાવની વાત કરી વિગેરે વિગેરે આ દઅવાનો પુરાવો ઉપરોકત લખાણમાં કયાં છે? જો છે તો અમને ખબર આપો નહિ તો પંડિતજીથી પુછો કે આર્ય ધર્મ મુજબ

ખોટું બોલનાર એને લખનાર કઇ યુનીમાં જશે? હા તમે સમાજી મિત્રોથી અમે ફકત એટલું નિવેદન કરીએ છીએ કે પોતાના ચોથા સિદ્ધાંત (આર્ય સમાજીઓનો ચોથો સિદ્ધાંત છે કે સત્યને માનવા અને ખોટાને તજી દેવા દરેક સમયે તૈયાર રહેવું જોઇએ. હાથીદાંત) ને યાદ કરીને એની ઉપર અમલ કરો નહિ તો અંતરયામી પરમાત્માની સ્હામે જવાબ આપવા માટે તૈયાર થઇ જાઓ.

**અજબ મઝા હે કે મહશરમેં હમ કરે શિકવા**
**વોહ મિન્નતોસે કહે ચુપ રહો ખુદા કે લીએ.**

ખરી વાત આ છે કે ઝયનબને જોવા અથવા એનો પ્રેમ અંતરમાં રાખવા અને ગુપ્ત રાખવાનો બયાન નતો હુઝુરે પોતે દેખાડયો છે, ન તેમના કોઇ સહાબીથી રિવાયત આવી છે જો કે આજ હકીકત અને ખરી વાતની તપાસ કરવાની રૂઢી છે. આ રિવાયત પાછલા લોકોમાં બે માણસોથી આવી છે જેમના નામ છે મુહમ્મદ બિન યહયા બિન હબાન અને ઇબ્ન ઝયદ અને આ બેઉ નીચલા દરજાના છે જેમને ખરા બનાવની ખબર નથી ફકત પોતાના મનથી એવી વાત કહી દીધી જે પોતે નબીથી કે કોઇ સહાબીથી નહિ સાંભળી હતી. માટે હદીસ વેત્તાઓના સિદ્ધાંત મુજબ આ વાત ખાત્રી પૂર્વક નથી થઇ શકતી એ માટે સત્ય શોધક વિદ્વાનોએ એના રદીઆમાં ઘણા સ્પષ્ટી કરણ અને ખુલાશા સાથે લખ્યું છે જે તફસીરે ખાઝિનમાંથી ઉપર નકલ થઇ છે.

ટુંકમાં એટલું કે દત્તક પુત્રની રસ્મ જેથી અરબના અને હિન્દના લોકો અસલી અર્થમાં દત્તક પુત્રને સગો પુત્ર જાણતા

હતા કુદરતના નિયમોની તદ્દન વિરૂદ્ધ હતી એ માટે કુરઆનમાં મહાન સુધારક (સલ.)થી ખુદાએ એનો સુધારો કરાવ્યો પણ જે લોકો આ રસ્મથી પણ વધારે ના પસંદ રસ્મોનુ અનુકરણ અને અનુસરણ કરનાર છે તેમના મન વિરૂદ્ધ આ હુકમ થઇ ગયો. આ રસમથી અત્યંત બુરી રસ્મ જેનું નામ "નિયોગ" છે તેના બે પ્રકારો છે તે પણ સાંભળો :—

૧ 'જ્યરે પતિ સતાનોત્પતિ કરવામાં અસમર્થ થાય તયારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપવી કે હે સુભગે! સોભાગ્ય ઇચ્છા કરનારી સ્ત્રી! તું મારાથી બીજા પતિની ઇચ્છા કર કારણ કે હવે મારાથી સંતાનોત્પતિ નહિ થઇ શકે ત્યારે સ્ત્રીએ બીજાની સાથે નિયોગ કરી સંતાનો ત્પતિ કરી લેવી.

વિવાહિત સ્ત્રીના પુત્રોજ વિવાહિત પતિના દારભાગી થાય છે નિયુકત પતિથી નિયુકત વિધવા સ્ત્રીમાં જે પુત્રો ઉત્પન્ન થાય તે નિયુકત પતિના નપુત્રો ગણાય ન તેના ગોત્રના ગણાય તથા નિયુકત પતિનું સ્વત્વ અધિકાર પણ પુત્રો ઉપર રહી શકતો નથી. પરંતુ તે પુત્રો મૃત પતિનાજ ગણાય છે (જેનું તે બાળકો સાથે કંઇ સંબંધ ન હોય) અને ત તેનાજ ગોત્રના કહેવાય છે તથા તેનાજ ધનના દાયભાગી બને છે.

(સત્યાર્થ પ્રકાશ સ. ચોથો પૃષ્ઠ ૧૦૦-૯૬)

વાહ! શું કુદરતી કેળવણી છે! બી કોના અને ફળ કોના સમાજીઓ! નિયમ અને ધર્મથી કહેજો કે એજ કેળવણી છે જેને માટે તમે કહયા કરો છો કે જ્યાં સાયન્સ જશે ત્યાંજ વેદિક ઝુંડ પેહલો ફરકશે?

કેમકે સમાજીઓ આ જાતના કુરિવાજોનું અનુસરણ કરનારા છે તેમને ઘણુ લાગી આવ્યું કે દત્તક પુત્રની રસ્મ કેમ બંધ કરવામાં આવી આ બાબતમાં રંગીલા મહાશયે બીવી ઝયનબ (રદિ) માટે જે કંઈ લખ્યું છે તે વાંચવા અને સાંભળવા લાઇક (!) છે વાંચકો અમારા ઉપરોકત લખાણને દષ્ટી સમક્ષ રાખીને મહાશયજીની સાંભળો અને ન્યાય કરો. તેમના શબ્દો આ છે:–

"એક દિન મુહમ્મદ ઝયદકી અદમ મવજૂદગી (ગેરહાઝિરી)મે ઉસકે ઘર જા નિકલા ચલમન (પરદા) કે પીછે ઝયનબ બયઠીથી ઉસને રસૂલકી આવાઝ સુની તો જલ્દીસે ઉસે અંદર લાનેકા ઇહતિમામ (વ્યવસ્થા) કરને લગી મુહમ્મદ કી નિગાહ (દ્દષ્ટી) ઉસકે હુસ્ને બે હિજાબ (પરદા વગરના સૌંદર્ય) પર પડી દિલપર બિજલીસી ગિરી મુંહસે નિકલા સુબહાનલ્લાહ! તૂં કયસી ખુબસૂરતી કી સિઅનત (કારીગરી) કરતા હય.

ઝયનબને યેહ લફ્ઝ (શબ્દો) સુન લીએ અવર દિલહી દિલમેં પયગમ્બર કે દિલપર કાબુ પાજાનેકી ખુશિયાં મનાને લગી ઝયદસે શાયદ ઉસકી ન બનતીથી લાખ મુહમ્મદકા મુતબન્ના (દત્તક પુત્ર) હો, આખિર

ગુલામ થા. અવર યેહ ખાલિસ કુરયશ, ઝયદ આયા તા ઉસને ઝયદસે યેહ માજરા (બનાવ) કા ઝિક્ર કિયા મુહમ્મદસે અકીદત (શ્રદ્ધા) સમજહો યા શાયદ ઉસકા દિલ પહેલેસેહી ઝયનબસે ખટટા હો. દવળા દવળા મુહમ્મદકે પાસ ગયા અવર અપની બીવી કો જિસપ મુહમ્મદકા દિલ આ ચુકા થા (મુહમ્મદ આશિક થયો હતો) તલાક દેનેકી આમાદગી (ખુશી) ઝાહિરકી મુહમ્મદને રોકા અવર કહા આપસમે ખુશી ખુશી ગુઝારા કરો. લેકિન ઝયદ કો ઉસ બીબીકા ખાવન્દ (પતિ) રહેનેસે કયા હાસિલ (શો લાભ) જો દિલ દુસરેકો દે ચુકી હો? ઉસને ઝયનબકો તલાક દે દિયા.

અબ ઝયનબ મુહમ્મદ કે ગિર્દ હુઇ કે મુજહે અપની ખિદમતગારો (સેવકો) મેં લીજીએ મુહમ્મદકો પસો પેશ (મુંઝવણ) હુઇ કે ખાહ મખાહ બદનામી હોગી આખિર વહી (આકાશવાણી) ને મુશ્કિલ હલ કરદી (સંકટ નિવારણ કરી દીધું) અવર સૂરત ઉતરી 'ખુદાને ઇન્સાનોંકો દો દિલ નહીં દીએ ન તુમ્હારે ગોદ લિયે (દત્તક) બેટે અપને બના દીએ હંય જો તુમ કહેતે હો. યે તુમ્હારે મુંહસે નિકલતા હય. મગર અલ્લાહ હકીકતસે વાકિફ (જાણકાર) હય. વોહ રાહે રાસ્ત (સીધો માર્ગ) દિખાતા હય. તુમ્હારે મુતબન્નો (દત્તક પુત્રો) કો ચાહીએ કેવો અપને બાપકે નામસે મશ્હુર

(પ્રખ્યાત) હો અવર જબ તુંને એક અપને બંદેસે જિસપર અલ્લાહકા ભી ફઝલ (કૃપા દૃષ્ટી) હય અવર તેરા ભી ફઝલ હય, કહા કે તૂ અપની બીવી અપને પાસ રખ અવર અલ્લાહ કા ખવફ કર (ડર) અવર તૂને અપની છાતીમેં છુપાયા જો અલ્લાહકી મરઝીથી કે ઝાહિર હો અવર તૂ ઈન્સાનસે ડરા હાલાંકે અલ્લાહ ઝિયાદા કાબિલ હય ડરનેકે અવર જબ ઝયદને તલાક કી રસ્મ પૂરી કર દી હમને તુજહે ઉસસે બિયાહ દિયા (પરણાવી આપ્યા) તાકે (જેથી) મુઅમિનાં કો ઇસકે બા'દ અપને મુતબન્નો (દત્તક પુત્રો)કી બીવીઓસે શાદી કરના બુરા ન હો જાતી કે ઉનકી તલાકકી રસમ પૂરી હો ચુકી હો અવર અલ્લાહકા હુકમ ઝુરૂર પુરા હોગા.

મુહમ્મદ તુમમેંસે કિસીકા બાપ નહીં વો અલ્લાહ કા રસૂલ હય અવર ખાતિમુલ મુરસલીન (છેલ્લા પયગમ્બર) હય અવર અલ્લાહ સબ કુછ જાનતા હય (સૂરએ અહઝાબ રૂકુઅ ૫) યેહ અલફાઝ હમને ઇસ લિયે નકલ કિયે કે મુહમ્મદ કે દિલકે હાલાત (સ્થિતિ) આપતા નાઝિર (વાંચક) કો લગ સકે ઝયનબકી ઝિયારત (દર્શન) કે બા'દ મુહમ્મદને ઝુટ મૂટ કા તઅમ્મુલ (આનાકાની) કિયા વરના દિલમેં ઇશ્કકી આગ (અગ્નિ) અપના અસર કર ચુકીથી. અવર દમ બદમ ભળક રહી થી.

વહી (આકાશવાણી) હોતી ગઇ અવર મુહમ્મદને ફવરન (તાત્કાળ) ઝયનબકે પાસ પયગામ ભેજા કે પરમાત્માને તુજહે મુજહસે મિલા દિયા ફિરતો નિકાહ (વિવાહ)કી ભી ઝુરૂરત ન રહી. જહાં અલ્લાહ દિલ મિલાદે વહાં કાઝીઓ અવર નિકાહખાનો (વિવાહ કરાવનારાઓ) કા બીચમેં પળના ઇસ પાક અકદ (લગ્ન ગાંઠ) કા મખવલા (મશ્કરી) નહીં તો અવર કિયા હય? અવામ (સામાન્ય જને)કી તશફ્ફી (સંતોષ) કરના લાઝિમ થા સો કર દિયા અલ્લાહને નિકાહ પઢા હુવા અવર જિબ્રાઇલ (એક ફિરિસ્તાનુ નામ) ગવા હુંય અવર ઇન દો શર્તો કે ઇલાવા (સિવાય) નિકાહ કી અવર શર્તે ભી કિયા હુંય?

રંગીલે રસૂલ કા યે રંગ નિહાયત અજીબ હય." (આશ્ચર્ય જનક છે.) બેટા બેટા ન રહા બહુ બહુ ન રહી.

(નઉઝુબિલ્લાહ) (રંગીલા પૃષ્ઠ ૩૧-૩૪)

વિરોધીના આ આખા લખાણનો જવાબ અમે આગળ આપી ચુકયા છીએ. વાંચકો ધ્યાન આપે અને એની પોતાની કબુલાત પાછી એક વાર વાંચી જાય.

"આર્ય શાસ્ત્રોમેં ખાનાદાર (ગૃહ જીવન) કી મીઆદ પચ્ચીસ બરસ મુકર્રર હય. યે મીઆદ મુહમ્મદને નિહાયત પાકીઝગીસે બસરકી ઈસલીએ હમ ઇસે આર્ય ખાનાદાર (ગૃહસ્થ) કહે સકતે હુંય."

[રંગીલા પૃષ્ઠ ૧૫]

સમાજી સજ્જનો ન્યાયથી કહો કે જે મનુષ્ય પચાસ વર્ષ સુધી એટલી પવિત્ર નિતિ ધરાવતો હોય જેની પવિત્રતા પર તમે ગર્વ કરો તો તેજ (આર્ય ગૃહસ્થ) પચાસથી ઉપર અઠાવન વર્ષની વયે પેહોંચે તો મનેચ્છાઓથી હારી જાય? આ કેટલો આશ્ચય જનક બનાવ

અસલ વાત તેજ છે જે હમો દેખાડી છે કે દેશમાં એક કુરિવાજ કુદરતી નિયમો વિરૂદ્ધ પ્રચલિત હતો એટલે બીજાના પુત્રને પોતાનો પુત્ર બનાવવા અને કહેવાના આ કુરિવાજના સુધારા માટે ખુદાને પોતાના નબીને નમુનો બનાવ્યો કેમકે સમાજીઓ પણ તેજ બલ્કે એથી પણ અધિક કુરિવાજના શિકાર છે એ માટે તે આ લગ્ન પર ટીકા કરે છે અને રસૂલ (સલ.) ની મુબારક શાનમાં એ અદબીના અસભ્ય શબ્દો જીભ અને લેખિણી વાટે કાઢે છે જો કે ખરી વાત તો આ છે.

ઉન્હોંને ખુદ ગરજ શકલેં કભી દેખી નહી શાયદ,
વો જબ આઇના દેખેગે તો હમકોભી બતા દેગે.

હવે ખુલાસો કરવાની બાબત એટલીજ છે કે હઝરત ઝયનબના લગનની ચર્ચા આ એકજ છે કે મોઢાંથી કહેલો પુત્ર કુદરતી થઇ સકે છે! ઇસ્લામના અનુયાયીઓ એનો નકાર કરે છે તેમનો બયાન આ છે કે પિતા પુત્રનો સબંધ કુદરતી છે. એ માટે બાળક પિતાનો પુત્રનો કહેવાય છે કરણ કાકાનો જો પુત્ર નથી કહેવાતો અને પુત્રની જેમ કાકાનો વારિસદાર નથી થતો એથી વિરૂદ્ધ આર્ય સમાજીઓ અને બીજા ઇસ્લામના વિરોધીઓ કુદરતના

નિયમો વિરૂદ્ધ તેને પુત્રની જેમ સમજે છે. મનમાં નહિ તો ઇસ્લામના મુકાબિલામાં માત્ર વિરોધ દર્શાવવાને માટે એમ કરે છે. એ માટે ન્યાય પ્રિય જનો સ્હામે અમે આ ભાગી ટુટી દલીલને રજુ કરી કહીએ છીએ કે એવું કયાંએ થયું છે, કે નકલી ગુલાબનું ફુલ એક કુદરતી ગુલાબના ફુલ જેમ વિશ્રાંતિ આપી સકે છે? જો નહીં તો રંગીલા મહાશયનું આ કહેવું કેટલા ધોકા અને ફરેબથી ભરપુર છે કે,

'બેટા બેટા ન રહા, બહુ બહુ ન રહી."

હા એમ કહેવું જોઇએ કે કુદરતી અને બનાવટી અને અસલી અને નકલી વહુમાં ફરક થઇ ગયો.

કેટલું ખરૂં કોઇએ કહયું છે.

બસ હો રહેગા ઇશ્કો હવસમેં ભી ઇમ્તિયાઝ,
આયા હય અબ મિઝાજ તિશ ઈમ્તિહાનપર.



# પ્રકરણ ૭ મું.

## આક્ષેપો નવા રંગમાં.

હઝરત રયહાના રદિયલ્લાહુ અનહા

રંગીલો મહાશય પોતાની સૃજન જુની ટેવ મુજબ પોતાના મનના વિચારોને બનાવો રૂપે રજુ કરે છે, જે એક સાચા અને દિયાનતદાર લેખકથી ઘણી વેગળી અમો આ પુંસ્તકમાં કેટલાક સ્થળે એવું દેખાડયું છે. અને એક વધુ દાખલો તેમના શબ્દોથી મળે છે.

"હિજરત (મકકાથી મદીને રસૂલ (સલ) પ્રવાસ કરી ગયા હતા તે) કે બઅદ મુહમ્મદકો યહુદીઓંસે તરહ તર-હકી ઉમ્મીદેથી (ઘણી આશાઓ હતી) ઈસને ઉનસે દોસ્તીકા રિસ્તા (સંબંધ) બાંઢા. ઉનકે મઝહબકી તઅ-રીફ (વખાણ) કી અવર અપને મઝહબકી તઅરીફકી અવર અપને મઝહબકી હકકાનિયત (સત્યતા)કા સરટી-ફીકેટભી ઉન્હીસે હાસિલ કિયા. બઅદમેં જબ ઈસકે પયરૂવોં [અનુયાયીઓ] કી તઅદાદ [સંખ્યા] બઢ ગઇ તો વહી યહુદ મુહમ્મદકે લીએ બદઝની કે બાઇસ હુવે [બદ ગુમાનીના કારણરૂપ થયા] ખાર [કંટક] બનકર

ઇસકી આંખોમેં ખટકને લગે. એક દીન આયા જબ ઉનકા મુહાસિરા [ઘેરો] કિયા ગયા અવર જબ વોહ મુઆફીકે તલબગાર હુવે તો ફયસલા હુવા કે ઉન્હે કત્લ કર દિયા જાએ. સેકળોં યહુદી આનકી આનમેં [પળવારમાં] તલવારકી ઘાટ ઉતર ગએ. એક અવરતકોભી ઇસ્કી અપની ઇસ્તિદઆ [હુકમ]પર કત્લ કિયા ગયા"

( રંગીલા પૃષ્ઠ ૩૭. )

વાંચકો એટલા મહાન લાગણી દુખવનાર અને ગંદા આક્ષેપનો હવાલો કોઇ ભરોસા પાત્ર પુસ્તકથી નથી આપ્યો એ માટે એનો અસલ જવાબ તો તેજ છે જે તેમના ગુરૂ સ્વામી દયાનંદના (સત્યાર્થ પ્રકાશ પ્રકરણ ૧૦ નંબર ૩ મુજબ) અને એશિયાના નૈતિક ગુરૂ શયખ સઅદી મરહુમે શીખવ્યું છે કે,

જવાબે જાહિલાં બાશદ ખમોશી.

પરંતુ અમે આ જવાબ પરજ બસ નથી કરતા બલ્કે એને સ્પષ્ટ કરીને દેખાડીએ છીએ.

ઇસ્લામના પયગમ્બર (સલ.) એ યહુદીઓના ધર્મની કદી પ્રસંશા કરી નથી. અને કુરઆને હકીમમાં કે હદીસમા પણ આવી નથી અને કદી તેમનાથી ભલાઇની આશા પણ ન રાખી બલ્કે કુરઆને મજીદમાં તો સ્પષ્ટ શબ્દોમાં ઝાહિર થાય છે કે યહુદી મુસલમાનોના કટ્ટા શતરૂઓ છે ધ્યાનથી વાંચો. .

"યહુદીઓ અને મુશરિકોને મુસલમાનોના હકમાં કટ્ટા શતરૂ જોશો."

આ છે મહાશય રંગીલાનો પહેલો જુઠાણો.

હા આર્ય સમાજીઓના ગુરૂ સ્વામી દયાનંદે એવું કામ કર્યું હતું કે પ્રથમ સત્યર્થ પ્રકાશમાં હિન્દુઓને ગાંઠવા માટે તેમની શ્રાદ્ધ વિગેર રીતને સારી દેખાડી હતી, (જુઓ સત્યાર્થ પ્રકાશ ૧૮૭૫ ઇ સ. માં છપાયલી) એ પછી જ્યારે સમાજીઓની સંખ્યા વધતી ગઇ તો આ રિવાજનો એકદમ રદ કરવામાં આવ્યો છે. કદાચ મહાશયજીને આરસામાં પોતાના મુખડો દષ્ટી ગોચર થયો હશે.

ઘેરાનો બનાવ એમ છે કે રસૂલ (સલ.) જ્યારે મદીના શરીફ ગયા તો મદીનાના યહુદીઓથી આપસમાં એક બીજાને સહાય કરવાનો કરાર કરવામાં આવ્યો હતો હિજરીના ચોથા વર્ષે પ્રખ્યાત ખન્દકના યુદ્ધ પ્રસંગે મકકાના મુશરિકોએ જ્યારે મુસલમાનો પર ચઢાઇ કરી તો મદીનાના યહુદીઓની બેઉ કવમો વચન તોડીને તેમનાથી મળી ગઇ જે માટે જાણીતા ઇતિહાસ કાર ઇબ્ને ખલદૂનના શબ્દો આ છે.

> "બનુ કુરયઝાના યહુદીઓ રસૂલ (સલ) ને વચન આપી ચુકયા હતાં. તેમની પાસે એક કબીલો આવ્યો તેણે તેમને ઉશ્કેર્યો તો તેઓએ વચન તોડી નાંખ્યો અને વિરોધીઓના ટોળામાં મળી ગયા."
>
> [પુસ્તક બીજો પૃષ્ઠ ૨૯]

ઇતિહાસકાર અબુલ ફિદાના શબ્દો આ છે.

> "બનુ કુરયઝના કબીલાના [યહુદીઓ] રસૂલ (સલ.)થી કરાર કરી ચુકયા હતાં. પછી તેઓએ વચનનો ભંગ કર્યો અને [અહઝાબના યુદ્ધમાં] વિરોધીઓના ટોળામાં મળી ગયા." (પૃષ્ઠ ૧૩૫)

આ દગા અને વચન ભંગ કરવાના અને વિરોધીઓમાં ભેળાઇ જઇ યુદ્ધ કરવાની સઝામાં રસૂલ (સલ) એ તેમને ઘેરો ઘાલ્યો અને તેમની પોતાની માંગણીથી **સઅદ બિન મઆઝ** લવાદ નીમાયા જેઓએ ચુકાદો આપ્યો કે આ વચન ભંગીઓને જે સ્હામે લડવા લાઇક નથી કત્લ કરી નાંખવામાં આવે અને સ્ત્રી અને બાળકોને બાંદી ગુલામ બનાવવામાં આવે જે સ્ત્રીના કત્લની ચર્ચા મહાશયે લખી છે તેનું નામ **બનાના** હતું તેનો ગુનાહ આ હતો કે તેણે ખલ્લાદ **બિન સુવયદ** સહાબીના ઉપર ચકકીનો પત્થર ઘરની ઉપરથી ફેંકયો હતો જેથી તે મરણ પામ્યા હતા (ઇબ્ને ખલ્દુન ભાગ બીજો પૃ૩ ૩૨) રસૂલ (સલ.)ના ઇચ્છા મુજબ તેને કત્લ કરવામાં આવ્યો ન હતો પણ ખુનના બદલામાં કત્લ થઇ હતી.

હા **રયહાના** (રાદ.) માટે મહાશયજીને ઘણી દયા ઉપજે છે પણ અફસોસ કે એની પણ અસલ બાબતને ગુપ્ત રાખી છે નિઃસંદેહ તે એક સારા કુટુંબની છોકરી હતી રસૂલ (સલ૦)ના ખાસ ભાગે બાંદી તરીકે તે આવી હતી રસૂલ (સલ૦) એ તેની ઇઝઝત વધારવા માટે ફરમાવ્યું કે.

"હું તને સ્વતંત્ર કરીને તારાથી લગ્ન કરવા ઇચ્છું છું."
તેણે કહ્યું કે

"હું રસૂલ (સલ)ની બાંદી તરીકે રહેવા કબુલ કરૂં છું"
જે માટે તે બાંદી તરીકેજ રહી."

[ઇબ્ને અસીરનો ઇતિહાસ પુસ્તક બીજો પૃષ્ઠ ૮૯]

વાંચકો આ છે તે બનાવ જે વિરોધીએ તદન ઊંધો સીધો કરીને પોતાનો અર્થ સાંધવા રજુ કર્યો છે જેથી સ્વામી દયાનંદનો કહેણ સત્ય ઠરે છે.

"ધાર્મિક પક્ષપાતમાં ફસેલાઓ અને અકકલનું દિગ-દર્શન કરાવનારાઓ કહેનારની ઈચ્છા વિરૂદ્ધ અર્થ કરી લે છે."

[સત્યાર્થ પ્રકાશ પ્રસ્તાવના પૃષ્ઠ ૭]

હા આ સાચું (!) કહયું કે યહુદીઓથી સરટિફિકેટ મેળવી. કૃપા કરીને સરટિફિકેટનો લખાણ તો નકલ કરી દેવો હતો!

સમાજીઓ! ખોટુ બોલવું અને ખોટું બોલીને દેશમાં ઝઘડો ફસાદ ફેલાવવો.

## "કહોજી કવન ધર્મ હય?"

આગળ ચાલો મહાશયજી ફરમાવે છે.

"બની મુસ્તલક કી મુહમ [ટુકડી] મેં દીગર માલો અસબાબ [સામાન] કે સાથ જુવયરિયા નામી એક યહુદ અવરત હાથ આઇ ઉસકી કીમત ઉસકે ફાતિહોં [વિજય મેળવનારાઓ]ને ઝિયાદા લગાઇ અવર વોહ મુહમ્મદકે પાસ ફર્યાદન [ફર્યાદ કરવા] ગઇ. મુહમ્મદને કીમત ઘટાને કી બજાએ [બદલે] વોહ પેહલી કીમત ખુદ અદા કરદી અવર ઉસે અપની ઝવજિયત [પત્નિ તરીકે]મેં કબુલ ફરમા લિયા."

(રંગીલા પૃષ્ઠ ૩૮)

આ બનાવની પણ ખરી હકીકત મહાશયે ગુપ્ત રાખી કિંવા તેને પોતાને ખબર નથી. ખરી વાત આ છે કે આજકાલના જેટલા મહાશય લેખકો ઇસ્લામના વિરૂદ્ધ લખે છે તેમનો જ્ઞાન પંડિત લેખરામ અને ઇસાઇ પાદરીઓની કૃતિઓ, **તવારીખે મુહમ્મદી, તકજીબે બરાહીને અહમદિયા** વિગેરેનો છે. એ માટે એ બીચારાઓ પોતે પણ ભટકી ગયા છે અને પોતાની કવમ અને વાંચકોને પણ આડે માર્ગે દોરે છે.

જો આ બનાવના ખુલાસાનો એમને જ્ઞાન હોત, એની સાથે ન્યાય પણ હોત તો રસૂલ (સલ)ની ગરીઓની પાલણ પોષણની પ્રસંશા કરતે.

**"હે અલ્લાહ દરૂદ અને સલામ મોકલ મુહમ્મદ (સલ.) ઉપર અને તેમની અવલાદ અને સહાબીઓ ઉપર,"**

સાંભળો, ખરો બનાવ તો એમ છે કે **બની. મુસ્તલકની** લડાઇમાં જુવયરિયાં કયદ થઇને આવી જે **સાબિત બીન કયસના** ભાગે આવી તેણે તેનાથી કિતાબત × કરી. કિતાબતની રકમ અદા કરવા માટે મદદ માંગવા હુઝુર (સલ૦) ની સેવામાં આવી, કેમકે તે વિરોધી પાર્ટીના સેનાપતિની પુત્રી હતા. એ માટે હુઝુરે ફરમાવ્યું કે કિતાબતમાં મદદ આપવા કરતાં સારી વાત દેખાડું તેણીએ અરજ કરી ફરમાવો

---

× માલિક ગુલામ કે લંવડીથી ઇકરા કરે કે એટલી રકમ મુકવી છે તો હું તને સ્વતંત્ર કરી દઇશ એને ઇસ્લામી રિવાજમાં કિતાબત કહે છે.

આપે ફરમાવ્યું હું તારાથી લગ્ન કરી લઉં ? તેણીએ ઘણી ખુશી સાથે હા કહી, હુઝુરે જ્યારે એની સાથે લગ્ન કર્યાં તો મુસલમાન લશ્કરમાં વિજળી વેગે ખબર ફેલી ગઇ લશ્કરે કહ્યું કે હેં, બની મુસ્તલકથી હુઝુર (સલ.) એ સસરાનો સંબંધ જોડયો તો અને તેમના કયદીઓને લંવડી ગુલામ બનાવી રાખીએ? નહિજ. આ લગ્નનો જે અસર થયો, તે ઇતિહાસકાર અબુલ ફિદાના શબ્દોમાં નીચે મુજબ છે.

"હુઝુર (સલ) એ જુવયરિયાની તરફથી તેની કિતાબતની રકમ ચુકવી અને તેની સાથે લગ્ન કર્યાં સહાબીઓએ કહ્યું, હવે તો આ લોકો હુઝુર (સલ.)ના સાસરા બની ગયા, માટે હુઝુર (સલ) ના આ લગ્ન કરવાથી બની મુસ્તલકના એકસો કુટુંબ જે મુસલમાનોના ગુલામ બની ચુકયા હતા સ્વતંત્ર થઇ ગયા, માટે આ સ્ત્રી જુવયરિયા પોતાની કવમના હકમાં ઘણી બરકતવાળી પુરવાર થઇ."

[ અબુલફિદા પુ. ૧ લો પૃષ્ઠ ૧૩૭ અને ઇબ્ને ખલદુન પુસ્તક ૨ જું પૃષ્ઠ ૨૩ અને ઇબ્ને અસીર પૃષ્ઠ ૯૧-૯૨]

વાંચકો ! શું આ બનાવ હુઝુર (સલ.) ની અત્યંત દયાનો નથી ? આહ ! શવખ સઅદી મરહુમે ખરૂં કહ્યું છે.

ગુલ અસ્ત સઅદી વદર ચશ્મે દુશમનાં ખાર અસ્ત.

(અર્થ સઅદી આપણી દષ્ટીએ ગુલાબનો ફુલ છે પણ શત્રુઓની દષ્ટી એ તો કંટકજ છે.)

# પ્રકરણ ૮ મું.

## હઝરત ઉમ્મુલ મુઆમિનીન સફ઼ીયા રદિયલ્લાહુ અનહા.

મહાશય વિરોધી હઝરત સફ઼િયા માટે લખે છે.

"ખયબરભી યહુદીઓંકી એક બસ્તીથી, ઇસપર મુહમ્મદને છાપા મારા [ચઢાઇ કરી] અવર ફતેહ કર લિયા. ઇસ બસ્તીકા સરદાર કુનઆન મારા ગયા અવર ઉસકી બીવી હાથ આઇ. મુહમ્મદને ઉસ્સેભી નિકાહકી ખાહિશ [ઇચ્છા] ઝાહિરકી. વો રાઝી હો ગઇ અબ મદીને વાપિસ જાનેકી તાબ [ધીરજ] કિસે? મદીકે ઢેર [ઢગલા] લગા લગાકર દસ્તરખાન બનાએ ગએ અવર ઉનપર ખજૂરોં, મખ્ખન [માખણ] અવર દહીકી દઅવત કી ગઇ. નઇ દુલ્હનકો સંવારા ગયા [શણુગારવામાં આવ્યો] અવર મુહમ્મદ ઉસે ખિલવત [એકાંતવાસ] મેં લે ગએ. અકીદતમંદો [શ્રદ્ધાળુઓ] ને ઇહતિયાતન [રક્ષણાર્થે] રસૂલકે ખીમે [તંબુ]કા પેહરા દિયા કે કહીં બે દીન [અધર્મી] અવરત અપને ખાવિન્દકે કત્લકા બદલા ન ચુકાએ. મગર યે ઇહતિયાત ગયર ઝુરૂરી [નકામી] સાબિત હુઈ."

[રંગીલા પૃષ્ઠ ૩૮]

પોતાની સામાન્ય ટેવ મુજબ મહાશયે ખરા બનાવને છુપાવ્યો છે કિંવા મરડી મચડીને દર્શાવ્યો છે જે માટે અમે ખરી હકીકત લોકોને દેખાડીએ છીએ.

ખરેઃ બનાવ એમ છે કે ખયબરના યુદ્ધમાં તેમના સેનાપતિ કુનાનાની પત્નિ સફિયા બાંદી બનીને મુસલમાનોના કબજે આવી જે વહેંચણીમાં એક સહાબીના ભાગે આવી જ્યારે રસૂલ (સલ.)ને ખબર પડી કે તે સેનાપતિની સ્ત્રી છે તો તેને ખરીદીને આપે સ્વતંત્ર કરી દીધી જ્યારે તેની ઇદ્દત પુરી થઇ તો તેની ઇચ્છા મુજબ તેની કિર્તિ વધારવા તેનાથી વિવાહ કર્યો ઇતિહાસકાર ઇબ્ને ખલદૂનના જે માટે આ શબ્દો છે.

> "ઘણા કયદીઓ આવ્યા જેમાં કુનાના સેનાપતિની પત્નિ સફિયા પણ હતી માટે તેને રસૂલ (સલ)એ ચડ્યા સહાબીને ભેટ આપી દીધી. પછી તેમનાથી ખરીદીને તેણે બીવી ઉમ્મે સલમા પાસે રાખી એટલે સુધી કે તેની ઇદ્દત પુરી થઇ ગઇ અને રસૂલ (સલ.) એ સ્વતંત્ર કરી તેનાથી લગ્ન કર્યો."
>
> [પુસ્તક ૨ જો પૃષ્ઠ ૩૯]

અલ્લાહ અલ્લાહ ! કેટલી કિર્તિને વધારી દીધી એક સ્ત્રી જે કાનુન મુજબ યુદ્ધમાં બાંદી બનીને એક સામાન્ય સિપાહીના ભાગે આવી અને હિન્દુ ધર્મશાસ્ત્ર (મનુસ્મૃતિ અધ્યાય ૭ મો. શ્લોક ૨૬) મુજબ તેજ સિપાહી પાસે રહેવાને લાચાર કરવામાં આવે તેને તે સમયના બાદશાહ ઉપરાંત બેઉ જગતના સરદાર કૃપા દૃષ્ટી કરીને

સ્વતંત્ર બનાવી તેની ઇચ્છા મુજબ તેનાથી લગ્ન કરે ! પણ શતરૂ તો નહિ હોવાની વાતો કરે અને જેને ખુદાનો ડર ન હોય તેને સમજાવે કોણ ? શ્રદ્ધાળુઓનું પેહરો ભરવું અને પોતાના કત્લનો બદલો લેવું અને માથા પર ઝખ્મ કરવું વિગેરેના પુરાવા માટે વિરોધી જવાબદાર છે જેને માટે આશા નથી કે તે પોતાની આ ફર્ઝ બજાવી સકે !



# પ્રકરણ ૯ મું.

## હઝરત ઉમ્મુલ મુઅમિનીન ઉમ્મે હબીબા રદિયલ્લાહુ અનહા.

આગળ ચાલતાં મહાશયજી એ ઉમ્મેહબીબા સંબંધી ઉપલક ઉપલક કંઇ લખ્યું છે પણ તેજ જુની ટેવ મુજબ ગુપ્ત રીતે કામ કીધું છે. જે માટે તેના શબ્દો જુઓ.

> "ખયબરસે મદીને વાપિસ [પાછા] આએ. ફિર મુહમ્મદ ને અબુસુફયાનકી લડકી ઉમ્મે હબીબાકો શરફે ઝવજિયત બખ્શા [ઉમ્મે હબીબાથી લગ્ન કીધું] ઇસ નિકાહકી પિખ્તો પિઝ [રાંધવું પકાવવું વિગેરે] હબશમેં ખુદ શાહે હબશાકી તરફસે હુઇથી."

(રંગીલા પુષ્ઠ ૩૯.)

એનો જવાબ આ છે કે આ લગ્નનો ખુલાસો તો યુવતિના પિતાના શબ્દોમાંજ મળે છે. મહાશયજી બલાથી જાણે, તેમને તો આક્ષેપો કરવા જાણવું એટલુંજ બશ!

સાંભળો! ઇસ્લામના વિરોધી અરબના કાફિરોમાં અબુ સુફયાન એક મ્હોટો સરદાર હતો તેજ ખન્દકના યુદ્ધમાં લશ્કરને સરદાર બનીને આવ્યો હતો આ ઉમ્મે હબીબા તેની દીકરી હતી જે પોતાના પતિની સાથે હબશા દેશમાં ગઇ હતી તેનો પતિ ત્યાં મરી ગયો ત્યાંના બાદશાહે રસૂલ (સલ૦) ની સાથે તેનો વિવાહ કરી આપ્યો આ વિવાહની ખબર સાંભળીને અબુ સુફયાનના મુખે બે ઇખ્તિયાર આ શબ્દો નીકળી પડયા.

"આ બહાદુર (નબી)ને કયાંએ નિષ્ફળતા નથી મળતી.'

[ઇતિહાસ ઇબ્ને અસીર મિસ્રમાં છપેલી પુસ્તક ૨ જો પૃષ્ઠ ૧૦૨

અબુ સુફયાનનો આ વાકય રસૂલ (સલ.) ની ભવિષ્યની પોલીટીકલ અને ધાર્મિક સફળતાઓ માટે જાણે ભવિષ્યવાણી હતી જે બરાબર પુરી થઇ. અલ્લાહના આભાર!

# પ્રકરણ ૧૦ મું.

## હઝરત ઉમ્મુલ મુઅમિનીન મયમૂના (રદિયલ્લાહુ અનહા.)

રંગીલા મહાશયે આગળ ચાલતાં હઝરત મયમૂનાના વિવાહની પણ ચર્ચા કરી છે. જેમાં કોઇ ચર્ચવા લાયક આક્ષેપ નથી દેખાતો જે માટે તેના આ શબ્દો છે.

"મયમૂના નામસે ઉસકે ચચા [કાકા] અબ્બાસકી બેવા બહુ મવજૂદથી. ઈસ લીએ અપને ચચાકે કહને સુન્નેપર મુહમ્મદને ઉસે અપને હરમ [ઘર]મેં લે લિયા મદીનેકી મસ્જિદ× મેં જહાં પહેલે નવ હુજરે [કોટડીઓ] થે અબ દસવાં તૈયાર હુવા"

[રંગીલા પૃષ્ઠ ૪૦]

હા, જણાય છે કે મહાશયના ભેજામાં સ્ત્રીઓની વધારે સંખ્યાનું નાજાઇઝ હોવું ભરાઇ બેઠું છે એ માટે આખી શક્તિ એનાજ ઉપર ખર્ચવામાં આવે છે એ માટે અમે પણ આ બાબતનો પુસ્તકના છેડે જવાબ આપશું. (ઇન્શાઅલ્લાહ.)



× મસ્જિદમાં નહતા બલ્કે મસ્જિદની આસપાસ હતા. (કર્તા.)

# પ્રકરણ ૧૧ મું.



## હઝરત મારિયા રદિયલ્લાહુ અનહા

મારિયા રસૂલ (સલ.) ની બાંદી હતી. સ્ત્રીઓ સિવાય બાંદીઓ રાખવા પર મહાશયને વાંધો છે. જે માટે તેમના તિવ્ર શબ્દો આ છે

"મારિયાકે મુતઅલ્લિક [સંબંધી] મુહમ્મદપર એક તોહમત લગાઇ જાતી હય. મુહમ્મદકે ઘરમેં લંવડિયાં થી. ઉનપર ન મુહમ્મદકી બીવીયોંને ઈઅતિરાઝ કિયા [વાંધો ઉઠાવ્યો] ન મુહમ્મદકે પયરૂવોં [અનુયાયીઓ]ને."

[રંગીલા પૃષ્ઠ ૪૧]

**જવાબ**–નિઃશક તમે ખરૂં કહ્યું કે કુરઆનના હુકમે જાઇઝ છે તે દેશના કાનુન અનુસાર જાઇઝ હતો; હા એક શબ્દ તમે તજી ગયા તે આ કે ધર્મશાસ્ત્રના હુકમો અનુસાર પણ જાઇઝ છે. ખાત્રી ન હોય તો સાંભળો વેદોના પ્રાથમિક ગુરૂ વેદિક ધર્મના માનનીય ઋષી મનુજી મહારાજ કહે છે.

"રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય પશુ આદિ સ્ત્રીઓ અને બીજા બધા મીઠું વિગેરે દ્રવ્યો તથા તાંબુ આદિ જે યુદ્ધમાં જીતે તેનું થાય છે."

[મનુસ્મૃતિ અધ્યાય ૭ મો શ્લોક ૯૬]

"ભાર્યા, પુત્ર અને દાસ એ ત્રણ નિર્ધન જાણવા કારણકે એઓ જે કમાય છે તેનું છે કે જેના તેઓ છે."

[મનુસ્મૃતિ અ. ૮ મો શ્લોક ૪૧૬]

"કોઇ જાતના વિચાર સિવાય દાસ, શુદ્ર પાસેથી બ્રાહ્મણને ધન ગ્રહણ કરવું કારણકે તેનું કંઇ પણ પોતાનું નથી કિંતુ તેનું ધન તેના સ્વામીએ લેવું જોઇએ."

[મનુસ્મૃતિ અ. ૮ મો શ્લોક ૪૧૭]

માટે જે કામ કુરઆનના અને ધર્મશાસ્ત્રના હુકમ અનુસાર જાઇઝ હોય તેની ઉપર ટીકા કરવી નાસ્તિકનું કામ છે. કોઇ આસ્તિકનું તો નથીજ.

મહાશયની જાણ માટે અમે તો આરંભથી કહેતા આવ્યા છીએ કે રંગીલા પુસ્તકના કર્તાની પાર્ટી ઇસ્લામી ઇતિહાસથી જાણકાર નથી તેઓ ઇસ્લામના વિરોધીઓનાં પુસ્તકો **તવારીખે મુહમ્મદી, તકઝીબે બરાહીન, વિલિયમ મ્યોરનો ઈતિહાસ** વિગેરેથી માહિતગાર છે જે ઇતિહાસો પુર્ણ અને વિશ્વાસપાત્ર નથી. એનો પુરાવો તેની પોતાની લેખિણીનો અમે અહીં આપીએ છીએ લખે છે.

"એક દફએ [વેળાએ] કહીંસે તીન લંવડિયાં આઇ તો મુહમ્મદને વો એક એક કરકે અપને ખુસરોં [સસરાઓ] અબુબકર અવર ઉસ્માન અવર અપને અલી દામાદ [જમાઈ]કો બતવર પેશકશ [ભેટ] અતાકી [અર્પી] આજ

દુન્યા ઉસે શરમનાક ઢટાઈ કહેગી કે અપને દામાદ
અવર ખુસરાંકે સાથ યે યારાંને મજલિસકા સુલૂક [વર્તાવ?"
[રંગીલા પૃષ્ઠ ૪૧]

સમાજીઓ ! ન્યાય પુર્વક અને તમારા ચોથા સિદ્ધાંતને દ્રષ્ટિ સમક્ષ રાખી કહેજો કે આ દઅવાના પુરાવામાં ( કે રસૂલે અબુ બેકર અને ઉસ્માનને બાંદીઓ આપી) તમારા રંગીલા મહાશયે કાઇ હવાલો આપ્યો છે ?

કહો કે જો તમે કાઇ મેળાવડામાં આ રજુ કરો અને મુસલમાનો તમારાથી પુરાવો માંગે અને તમે ન દેખાડી સકો તો તમને કેટલું નીચું જોવું પડશે !

કાઇ મનુષ્ય સંતાનોત્પત્તિ માટે સ્વામીજીના હુકમે મુજબ પોતાની સ્ત્રીને કાઇ યુવાન મનુષ્યથી નિયોગ કરાવે તો તે બીચારી સ્વામીજીના હુકમ મુજબ બે વર્ષ તેની સેવામાં રહે પણ પરમાત્માના હુકમે સંતાન ન થાય તો તે બીચારા અને બીચારીને કેટલું નીચુ જોવું પડે ?

ખરૂં કહેજો ! તમે વિરોધીની સ્હામે હવાલા રજુ ન કરવાથી શરમિન્દા થશો કે નહિ ? પછી શા માટે આવા લેખકો પર તમે દબાણ નથી કરતા કે દરેક દઅવાનો પુરાવો આણે? શુ તમે નઇતિક ગુરૂ શયખ સંઅદીનું કહેવુ નથી સાંભળ્યું :—

ન ગુફતા નદારદ કસે બાતૂ કાર,
વલેકિન ચૂ ગુફતી દલીલશ બિયાર.

(અર્થ:- કોઇની સાથે વાત કરે તો દલીલ અને પુરાવા સાથે કર.)

હ્યો અમે પણ માની લઇએ છીએ કે રસૂલ (સ) એ પોતાના સસરાઓને બાંદીઓ આપી તો શું ગુનાહ કર્યો ! તમે સમજો છો કે બાંદીઓથી માત્ર સ્ત્રીનું કામ લેવામાં આવે છે, જો કે બાંદી ઘરની સેવિકા પણ હોય છે, વારૂ સાંભળો ! જે મનુજી મહારાજે કહ્યું કે લુંટમાં સ્ત્રીને જે લુંટે તેનેજ રાજા આપી દે. ભલા લુટનાર કોઇ રાજાનો સસરો હો કે જમાઇ બલ્કે પિતા પણ થતો હોય તો તેને પણ શું તે સ્ત્રી આપી દે !

હે રામ ! એટલો પાપ !

આર્ય સજ્જનો:-

સંભલકે રખના કદમ દસ્તે ખારમેં મજનૂં,
કે ઇસ નવાહમેં સવદા બિરહના પાભી હય.



# પ્રકરણ ૧૨ મું.

## રંગીલા કર્તાનો નવો રંગ.

"હદીસોંકી રિવાયત હય કે એક દિન જબ હફ્સાકી બારીથી હફસા મુહમ્મદસે છુટ્ટી [રજા] લેકર મયકે [મા બાપને ઘેર] ચલી ગઇ અવર ઉસકે ઘરકો મુહમ્મદને મારિયાસે બસા લિયા. ઈતનેમે હફ્સા આ ગઈ વો યે દેખકર જલ ભુન [બળી] ગઇ કે ઉસ્કી આરામગાહ [વિશ્રાંતિગૃહ] આજ એક ગયર મનકૂહા [અવિવાહિત] લંવડીકી ખાબગાહ [શયનગૃહ] બની હુઇ હય. ઇસ ગુસ્સકો મુહમ્મદ તાળ ગયા [જાણી ગયો] અવર કહા. ભગવાન! અગર મારિયાકે ઇસ માજરે [બનાવ] કા જીકર કીસીસે ન કરો. તો મંયને યે ઓહોદ [સોગંદ] કિયા કે આઇન્દા [ભવિષ્યમાં] મારિયાસે સોહબત નહોગા અવર મેરે બઅદ ખિલાફતકા હક તુમ્હારે બાપકા હોગા."

[ન. બિ]   [રંગીલા પૃષ્ઠ ૪૩]

બેશક કુરઆને કરીમમાં આ આયત છે.

"હે નબી! જે ખુદાએ તમારા માટે હલાલ કર્યું છે તમે તેને હરામ શા માટે કરો છો? શું સ્ત્રીઓને ખુશી રાખવા માટે એમ કરો છો?"

આ આયત સંબંધી સંખ્યાબંધ રિવાયતો આવી છે કે કઇ વસ્તુ રસૂલ (સલ.) એ પોતાને માટે હરામ કરી હતી જેની આ આયતમાં અણુપસંદગી દર્શાવવામાં આવી છે. એક રિવાયત છે કે મારિયા લંવડીને હરામ કરી દીધી હતી. બીજી ઘણી છે પણ વધારે સહીહ રિવાયત આ છે કે રસૂલ (સલ) મધનો શરબત પીતા હતા કોઇએ ભૂલથી કહી દીધું કે આપના મોઢામાંથી મોમની ગંધ આવે છે. આપને દુર્ગંધથી ત્રિકકાર હતો. આપે ફરમાવ્યું કે હું મધ કદી નહિ પીશ. એમાં સંદેહ નથી કે એવું કહેનાર સ્ત્રીઓજ હતી આ રિવાયત અત્યંત સાચી છે જે માટે ભરોશા પાત્ર હદીસ વેત્તા અને મુફસ્સિર **હાફિઝ ઇબ્ને કસીર** ફરમાવે છે.

> "ખરી વાત આ છે કે આ આયત મધ પીવા પર ઉતરી છે જેવું કે ઇમામ બુખારીએ રિવાયત કરી છે."

બસ અસલ જવાબ તો આવી ગયો, હવે રહયો આ પ્રશ્ન કે જયારે સ્ત્રીઓએ એવી ખોટી વાત કહી તેમને શું સઝા થઇ? એનો જવાબ આ છે કે તેજ સઝા જે કુરઆને હકીમમાં છે.

> "તમારા અંતરો બગડી ચુકયા છે. તવબા (પશ્ચાતાપ) કરશો તો તમારા માટે ઉત્તમ છે."

મહાશયની એવી આગળની નોટ એથી પણ વધારે ધોકો આપનારી છે જે એજ મારિયાનાના બનાવને મુળ કારણ દેખાડી લખે છે.

"બાતથી ટલ ગઇ લેકિન હફ્સાસે અપને ઉપર કાબુ ન રખા જા સકા ઉસને ઇસ વાકિઆ (બનાવ) કા આઇશાસે ઝિક્ર કિયા વાહ ગુયૂર અવરત આઈશા કે ઝીર સરકર્દગી (પ્રમુખપદ હેઠળ) મુહમ્મદકી બીવી-ઓંકી એક કાઉન્સિલ હુઇ સબને મુહમ્મદસે મુંહ ફેર લિયા, મુહમ્મદ પયગમ્બર મદીનેકા મુતલકુલ ઉનાન બાદશાહ! યેહ બીવિયાં કવન હુંય જો ઉસસે રખાઇકા બરતાવ કરે? ફવરન વહી (આકાશ વાણી) નાઝિલ હુઇ અવર ઉન નાફરમાન બીવિયોંકા બોયકોટ કર દિયા. મહીના ભર મારિયા કે ડેરા લગા દિયા (મારિયાને ત્યાં અડડો જમાવ્યો) કે લો બિગાળ લો જો બિગાડ સકો. ઇધર અબુબકર નારાઝ, ઉમર નારાઝ, ઉસ્માન નારાઝ, કે લંવડીકી ખાતિર હમારી બેટિયોંસે તઅલ્લુક (સંબંધ) છોળ રખા હય મહીને ભરકી જુદાઇ કે બઅદ મુહમ્મદકા દિલ ભી મુલાયમ (નરમ) હુવા, કહા અલ્લાહને સિફારિશ કી હય, હફ્સા કા કુસૂર મુઆફ અવર ઉસકે સાથ ઉસ્કી સબ બેહનોંકા કુસૂર મુઆફ."

(રંગીલા પૃષ્ઠ ૪૪)

આહ! સ્વામી દયાનંદ હતે તો મહાશયને ધન્યવાદ આપતે કે આખા હિન્દુસ્તાનમાં અમારી કેળવણીથી આ એકજ લાઇક ચેલો નીકળ્યો છે જે અમારા મિશન (ઇસ્લામથી તિરસ્તકાર ઉપજાવનાર) ને પુર્ણ કરનાર છે.

સાંભળો! ખરો બનાવ એમ નથી જેમ તમે લખ્યો છે પણ વાત એમ છે કે અહિં મધનો બનાવ બન્યોને તેજ દિવસે રસૂલ (સલ.)ના પગમાં ઘા વાગ્યો જેથી આપ હરીફરી સકવાને અસમર્થ થઇ ગયા એ માટે આપે એક માસ એક જુદા ઘરમાં એકાંતવાસ ગૃહણ કર્યો પણ આપના એકાંતવાસથી સામાન્ય જનોમાં પ્રસિદ્ધ થયું કે આપે બીવીઓને તલાક આપી દીધી છે. એથી હઝરત ઉમર આવ્યા અને પુછપરછ કરી તો ખબર પડી કે ખરી બાબત રસૂલ [સલ.] ની બીમારી છે બીજું કંઇ નથી તમે તો સમાજીઓને કુમાર્ગે ઘસડી જવાનો નકકી વિચાર કરી લીધો છે એ માટે કોઇ પુસ્તકનો હવાલો આપતા નથી પણ અમે તો હવાલો આપ્યા વગર નથી રહી શકતા.

સાંભળો! હઝરતના સસરા હઝરત ઉમૅર કહે છે કે,

'મારી પાસે એક મારો મિત્ર આવ્યો તેણે કહ્યું કે રસૂલ (સલ) એ બીવીઓને તલાક આપી છે આ સાંભળીને હું ગભરાયલો બનાવની તપાસાર્થે નીકળ્યો તો રસૂલ (સલ.)ને એક ઘરમાં એકાંત જોયો કેમકે આપના પગમાં માર લાગી હતી. જે માટે સહીહ બુખારીના શબ્દો આ છે.

રસૂલ (સલ.) સ્ત્રીઓથી વેગળા થયા કેમકે આપના પગમાં ઘા થયો હતો જે માટે આપ એકાંતવાસમાં ઓગણત્રીસ દિવસ જુદા રહ્યા હતા'

(બુખારી પુસ્તક બીજું પૃષ્ઠ ૩૩૪ અને ૭૯૭)

સમાજી મિત્રો ! તમારા ચોથા સિધ્ધાંત પર તમને જો ખાત્રી છે તો રંગીલા મહાશય અને તેની કમ્પનીના આ દઆવાનો પુરાવો અમને અપાવી દો કે,

"ઇધર અબુબકર નારાઝ, ઉમર નારાઝ, ઉસ્માન* નારાઝ, કે એક લંવડી કી ખાતિર હમારી બેટિયોંકો છોળ રખા હય."

(રંગીલા પૃષ્ઠ ૪૩.)

જો તેઓ આ વાતનો પુરાવો ન આપી સકે અને અમે ખાત્રી પુર્વક કહીએ છીએ કે તે નહિજ આપી સકશે તો પછી શું તમારો ફર્ઝ નથી કે જેવી રીતે ગાંધીજીની વિરૂદ્ધ તમે ઠગાવો પર ઠરાવો પસાર કરાવ્યા છે તવીજ રીતે એવા હનીકારક, સમાજને બદનામ કરનારા, તમારા ગજવામાંથી પૈસા કઢાવનારા લેખકો વિરૂધ્ધ ઠરાવો પસાર કરાવો ? યાદ રાખજો કે જો એમ ન કરશો તો તમારી આખી સમાજ બદનામ થશે, જેવી કે હમણા થઇ રહી છે કેમ ?

ચૂઅઝ કવમે યકે બે દાનિશી કર્દ
નકેરા મનઝિલત માનદ ન મેહરા
ન મીબીની કે ગાવે દર અલફ ઝાર
બિઆ લાયદ હમા ગાવાને દહ રા

---

* પહેલાં પણ પૃષ્ઠ ૪૧ પર હઝરત ઉસ્માનને જે હઝરતના જમાઇ થાય છે હઝરતની સસરો લખ્યો છે જોઇ મહાશયની ઇતિહાસ જાણ! (કર્તા)

(અર્થ કોઇ એક કવમમાં એક મનુષ્ય બેવકુફી કરે તો તે આખી કવમનો કોઇપણ માણસ પોતાના ઇચ્છિત સ્થળે પોહોંચી શકતો નથી દાખલા તરીકે તું નથી જોતો કે જંગલમાં એક ગાય મસ્તી કરે છે તો દસ ગાયોને પોતાના જેવીજ બનાવવામાં સફળ થાય છે.)

# સ્ત્રીઓની વધારે સંખ્યા.

## મુહમ્મદ બીવિયોંવાલા.

**મરહબા સય્યિદે મકકી મદની અલ અરબી**

**દિલોજાં બાદે ફિદાયત ચે અજબ ખુશ લકબી.**

(અર્થાત ભલે પધાર્યા હે મકકા મદીના અને અરબના સરદાર મારા તન મન આપના એવા સુંદર લકબો પર કુરબાન થઇ જાય !)

રંગીલા મહાશયે છેવટે પોતાના અંતરની અગ્નિ પુસ્તકના છેવટમાં કાઢી છે. કે આખો ક્રોધ તેને રસુલ (સલ.)ની સ્ત્રીઓની વધારે સંખ્યા પરજ છે. એટલે તેને જે પરિણામ કાઢયું છે તેનાથી ઝાહિર થાય છે કે તેને ન વૃદ્ધ સ્ત્રીનું શોક છે ન યુવાન સ્ત્રીનુ દુ.ખ પરંતુ સ્ત્રીઓની વધારે સંખ્યાનોજ દુઃખ છે જે માટે તે પોતાના અંતરની ભડાસ આ શબ્દો વાટે કાઢે છે.

**"મુહમ્મદ કો અયસા કવનસા નામ દું જિસસે મુહમ્મદકી ઝિંદગીકા ફોટુ આંખોમેં ઉતર આએ પચાસ**

સાલ કા થા જબ અદીજાને ઇન્તિકાલ કિયા. બાસઠ × સાલ કા થા જબ ખુદ ઇન્તિકાલ કિયા (વફાત પામ્યા) ઇસ બારા સાલ કે અરસેમેં (સમયમાં) દસ અવરતેં કીં યઅની સવા સાલમેં એક એક દિન હાલાતમેં અગર મંય અપને રંગીલે રસૂલ કો બીવિયોં વાલા કહેદું તો કયા મવઝુ ન હોગા (ઠીક ન દેખાશે)? બીવિયો વાલા કહા અવર મુહમ્મદ કો પાલિયા (મેળવ્યો) મુહમ્મદ કે દિલકો પાલિયા. મુહમ્મદકી રૂહ (આત્મા) કો પાલિયા."

(રંગીલા પૃષ્ઠ ૪૮-૪૯-૫૧)

સ્ત્રીઓની સંખ્યાની બાબતની ફિલસુફી અમે તફસીરે સનાઇ પુસ્તક બીજામાં મસના, વ સુલાસની આયત હેઠળ લખી ચુકયા છીએ. તેનો ખુલાસો આ છે કે કુદરતી રીતે પુરૂષ અને સ્ત્રીમાં એક સંબંધ છે કે પુરૂષ, સ્ત્રીને વાપરનાર અને સ્ત્રી વપરાય તેવી વસ્તુ છે એની સાયન્ટિફિક દલીલો તેજ જગ્યાએ લખેલી છે. માટે જે વાપરનારને જેટલી અને જેવી વપરાસમાં આવનારી વસ્તુઓનો ઝુરૂરત પડે, તેટલી શકિત મુજબ રાખી સકે છે પરંતુ આર્ય સમાજી મહાશયોને સાયન્ટિફક દલાલોથી શું કામ? તેમને તો તેમના ધર્મ શાસ્ત્રોથી સ્ત્રીઓની વધારે સખ્યા સિધ્ધ કરી દેવી છે સાંભળો!

---

× મહાશયજી બીજી ઇતિહાસ જાણુ! ત્રેસઠ વર્ષ ને બાસઠ દેખાડી રહયો છે! (કર્તા)

સમાજીઓ અને હિન્દુઓમાં મનુજી મહારાજ એક એવા માનનીય ધાર્મિક ઋષી ગુઝર્યા છે જેમની સેવામાં હાજિર થઇને તે કાળના મોટા મોટા ઋષીઓએ દરખાસ્ત કરી.

૧) એકાન્તમાં બેઠેલા મનુજી પાસે મહર્ષી લોકો જઇને તેમનું યથા યોગ્ય પ્રણામાદિ નિયમાનુસાર પૂજન કરીને આ વચન બોલ્યા કે.

૨) હે ભગવાન! અમને સર્વ બ્રાહ્મણાદિ વર્ણ તથા વર્ણ શંકરોના ધર્મોનો ક્રમપૂર્વક ઉપદેશ કરવાને આપ યોગ્ય છો.

૩) કારણ કે આ સર્વ અચિન્તય અપ્રમેય, અપૌરૂષેય, પરમેશ્વર રચિત વેદ તથા નિત્ય કર્મ જ્યોતિષયોમાદિ કાર્યને તથા જગતને સારી રીતે જાણવાવાલા તમે એકજ છો."

(મનુસ્મૃતિ અ. ૧ લો શ્લોક ૧-૨-૩

આર્ય સમાજીઓમાં **મનસ્મૃતિનું** એટલું માન છે કે **સ્વામી દયાનંદનું સત્યાર્થ પ્રકાશ** તેનાજ હવાલાથી ભરપુર છે જો **મનસ્મૃતિના** હવાલાઓ કાઢી નાંખવાંમાં આવે તો **સત્યાર્થ પ્રકાશના** પૃષ્ઠો માત્ર થોડીક પતંગો બને તેટલાં રહી જશે!

**મનુજીની સાંભળો!** એજ મનુ ભગવાન સ્ત્રી સંખ્યાને એવી ખુબી સાથે સમજાવે છે કે કોઇને ભાગ્યેજ સંદેહ રહેશે રાજા માટે હુકમ થાય છે.

"(રાજાએ) ભોજન કર્યા પછી સ્ત્રીઓના સાથે તેજ અંતઃપુરમાં થોડો વખત ફરવું."

[અધ્યાય ૭ મો શ્લોક ૨૨૪]

"પ્રથમ વિવાહિત જયેષ્ઠ સ્ત્રી માં કનિષ્ઠ પુત્ર ઉત્પન્ન થયો હોય અને પાછળથી વિવાહિત સ્ત્રીમાં પ્રથમ પુત્ર એટલે જયેષ્ટ પુત્ર પેદા થયો હોય તો ત્યાં વિભાગ કેવી રીતે પાડવો એવો સંશય પડે તે બીજા શ્લોકમાં લખશું."

[અ. ૯ મો શ્લોક ૧૨૨]

"જે વિવાહિત પુરૂષ ભિક્ષા માંગીને બીજી સ્ત્રીઓ સાથે વિવાહ કરે તો તેને રતિ માત્ર રૂખ થાય છે અને તેને જે સંતતિ થાય છે તે દાન આપનારની કહેવાય છે."

[અ. ૧૧ મો શ્લોક ૫]

"એક પુરૂષની ઘણી સ્ત્રીઓમાં યદિ એક સ્ત્રી પુત્રવાલી હોય તો તે પુત્ર વડે બધી સ્ત્રીઓ પુત્રવાલી કહેવાય છે એમ મનુએ કહ્યું છે."

[અ. ૯ મો શ્લોક ૧૮૩]

**મહાશય સજ્જનો!** ધર્મ શાસ્ત્રોને માનનારા આ સ્ત્રીઓની વધારે સખ્યાના હુકમ મુજબ વર્તન કરે તો તમે તેને પણ તેજ ઉપદેશ કરશો જે રંગીલા મહાશયે કર્યો છે? તેના કડવા સબ્દો આ છે.

"બોહોત બીવિયાં કરનેવાલો દેખો પયગમ્બરોંકી ઝિન્દગિયાં મુરક્કએ ઇબરત [બોધદાયક] હૈ ય અગર ઇસ અઝમત [કિર્તી] કે લોગ અપની ગલતકારિયોંકો બુરે

અંજામો [પરિણામો] સે નહીં બચે તો તુમ કવનહો જો અપને કરતુત [કૃત્યો] કે કળવે ફ્લોસે અપને આપકો મહફુઝ [સુરક્ષિત] સમજહુતે હો દશરથકા ઘર બરબાદ હુવા, મુહમ્મદકા દીન બરબાદ* હુવા કયું ? ઇસી લીએ કે બુઢ્ઢે હોકર નવખેજોંસે [યુવતિઓથી] શાદિયાંકી."

( રંગીલા પૃષ્ઠ ૨૪. )

કેટલું દિવાનાપણું છે અલ્લાહની શાન! 'એવા લોકો પણ લેખક બની જાય છે જે બયાન કરવાની બાબત પણ સમજતા નથી, આરંભમાં સ્ત્રીઓની વધારે સંખ્યાને બરબાદીનું કારણ દર્શાવ્યું છે. છેવટે યુવતિઓથી વિવાહ કરવું એજ બરબાદીનું કારણ દેખાડયું છે પેહલાં બયાન મુજબ જો વૃદ્ધ સ્ત્રી પણ વધારે સંખ્યામાં હોત તો હાનીકારક હતું છેવટના લખવા મુજબ એક યુવતિ પણ હાનીકારક છે; શું એટલા ન્હાના લખાણમાં એટલો મતભેદ કોઈ ઉત્તમ દિમાગનું કામ છે?

ખયર, આ તો લેખકની દિમાગી લિયાકતનું દિગદર્શન છે.

સામાન્ય વાત છે કે મનુષ્ય દિવસે જે જે ઇચ્છાઓ ધરાવે છે રાત્રે તેને તેજ દષ્ટીએ પડે છે પછી તે બનાવ ન હોય. કેમકે આર્ય સમાજીઓ ઇસ્લમની અંતઃકરણથી બરબાદી ઇચ્છે છે એ માટે તેમને બરબાદીનાજ સ્વપ્નાઓ આવે છે તેજ તેમના મુખ

* અરબસ્તાનથી ચાલીને પવિત્ર આર્યવૃત (હિન્દ) સુધી આવ્યો એજ બરબાદી (!)નો પુરાવો છે કે બીજું કંઇ? (કર્તા)

અને લેખિણિ વટે નીકળી પડે નહિ તો મુહમ્મદ (સલ.)નો દીન જો યુવતિ (આએશા)ના વિવાહથીજ બરબાદ થયો હતે તો હિન્દુ-સ્તાન, અરે ભુલ્યો આર્યવૃત, પવિત્ર ભારત ભૂમિ મુસલમાનોના ચરણોને ચુમ્બન કેમ કરતે? ખરૂં તો આ છે કે તમારા સ્વામીજીને સત્યાર્થ પ્રકાશ જેવા દળદાર પુસ્તકો ઈસ્લામ વિરૂદ્ધ લખવાની શી ઝુરૂરત પડતે? અને તમે પણ આજે આ લાગણી દુઃખવનારા પુસ્તકો કેમ પ્રસિદ્ધ કરતે? કોઇ પણ મનુષ્ય તમારાથી આ ન કહેતે કે ભલા માણસ! ઇસ્લામ તો પયગમ્બર (સલ.)ની પછીજ બરબાદ થઇ ગયો છે પછી તમે આ નાપાક હરકતો શા માટે કરો છો? કેટલી ખરૂં કોઇએ કહ્યું છે

ઇસ સાદગી પે કવન ન મર જાએ યા ખુદા!
લળતે હંય અવર હાથમેં તલવાર ભી નહીં.

હવે મહાશયજીની ઇતિહાસ જાણનો એક બીજો નમુનો જુઓ

'(મુહમ્મદકી) ઈસી ખાનાજંગી [ઘરની લડાઇ] ને મુહમ્મદકી વફાત કે બઅદ ઈસ્લામકી તારીખ [ઇતિહાસ] કો મુતવાતિર ખુનરેઝીઓં [ખુના મરકી] ની તારીખ બના દિયા."

(ન. બિ) (રંગીલા પૃષ્ઠ ૨૪)

શું કહેવું છે? ખિલાફત સંબંધી લડાઇ ન પેહલી ખિલાફતમાં ન બીજીમાં, ન ત્રીજીમા થઈ, હા, ચોથી. ખિલાફત વેળાએ થઈ. તો તેનું કારણ હઝરત ઉસ્માન (રદિ) ત્રીજા ખલીફાનું કત્લ હતું કંઇ આપસના મતભેદ કે ઘરની લડાઇનું ન હતું!

સારાંશ એ કે તમે **સ્વામી દયાનંદ**ના શિષ્યય છોને ? જેઓએ સત્યાર્થ પ્રકાશ આવૃતિ પહેલીમાં લખી માર્યું હતું કે.

"મહમૂદ ગિઝની હિન્દુસ્તાનકો લુટકર મકકે ગયા થા."
[પૃષ્ઠ ૩૨૧]

જો કે સુલતાન **મહમૂદ ન મકકે** ગયલો ન **મદીને** ! એ માટે સમાજીઓએ સ્વામીજીની આ ભૂલના સુધારાર્થે પહલી આવૃતિ પછીની સઘળી આવૃતિઓમાં આ વાકયજ કાઢી નાંખ્યો. ચાલો ઘણું સારૂં કર્યું.

બીજો દાખલો સ્વામીજીની ઇતિહાસ જાણના આ છે કે તેઓએ અમેરિકાના શોધક **કોલમ્બસ**-જે ઇટાલીનો રહેવાસી હતો. ઇંગ્લંડનો રહેવાસી લખી માર્યો. જે માટે તેમના શબ્દો જુઓ.

"ઇંગ્લિસ્તાનકે કોલમ્બસ વગયરા લોગ જબતક અમેરીકામેં નહીં ગએથે."
[પૃષ્ઠ ૨૬૮ આવૃતિ પહેલી .ઉર્દુ]

તે માટે આર્ય સમાજીઓએ ચાલાકી કરી કેમેકે તેઓ કેળવણી પામેલા છે તેમને ખબર પડી ગઇ કે સ્વામીજીએ અલલટપ્પુ લખી માર્યું છે તો આવૃતિ પેહલા પછીની સર્વ આવૃતિઓમાં **ઇંગ્લિસ્તાન** ને બદલે એક વિશાળ ખંડ યૂરપનું નામ રાખી દીધું એટલ એમ લખ્યું.

**"યુરોપ કે કોલમ્બસ—"**

(આવૃતિ ત્રીજી)

અમારો રંગીલો કર્તા પણ આખરે સ્વામીજીનોજ ચેલો છે. તેઓએ **સુલતાન મહમૂદને** મકકે શરીફ પોહોંચાડયો તો રંગીલા મહાશયે ખિલાફત પર ઘરની લડાઇનો અસર પોહોંચાડયો

ખરૂં છે કે

લુત્ફપર લુત્ફ હય આમિલી મંય મેરે યાર કે યાર,
હાએ હુત્તીસે ગદહ લિખતા હય હુવ્વઝસે હમાર.

સ્ત્રીઓની સંખ્યા માટે અમારી હયરાનીની કોઇ હદ નથી રહેતી જયારે અમે આ વૈદિક ધર્મના અનુયાયીઓથી વિરૂદ્ધતા સાંભળીએ છીએ જોકે તેમના માનનીય ધર્મશાસ્ત્રોમાં સ્ત્રીઓની વધારે સંખ્યા રાખવાની છુટ મળે છે જેના પુરાવામાં અમે આગળ થોડાક હવાલાઓ ટાંકી ચુકયા છીએ.

આહ! કેવો કળિયુગ છે કે હિન્દ રક્ષક કહેવાઇને ધર્મશાસ્ત્રના એવા ગ્રંથોનું એટલું અપમાન કરે છે કે **ગૌભક્ષકો** પણ ન કરે! મનુજી મહારાજ જેમ લખે છે.

"કોઇ એક પુરૂષની ઘણી સ્ત્રીઓ હોય......"

(અ. ૯ મો શ્લોક ૧૮૩)

તે મુજબ તેઓમાં કોઇ સંખ્યા બાંધેલી નથી પણ આર્ય મહાશય છે કે વધારે સંખ્યાથીજ ભય પમાડે છે. આહ! આ સહાયકોની સહાયથી હિન્દુધર્મ એવો દુઃખી થઇ રહયો છે કે તેની વર્તમાનકાળની જીભે આ કડી સંભળાઇ રહે છે.

દોસ્તહી દુશ્મને જાં હો ગયા અપના હાફિઝ!
નવશદારોંને કિયા અસરે સમ્મ પયદા.

**મહાશય સજ્જનો**! હવે અમારો ઉદાર દિલ જુઓ કે અમે તમારા અસલ દઅવાની સત્યતા પુરવાર કરીએ છીએ કે અમારા

રસૂલ (સલ.) મહા મર્દ હતા. મર્દાનગીના કાર્યો કરતા હતા. કેમકે આપ સમ્પૂર્ણ મર્દ હતા. એ માટે ખચિતજ બિવીયોંવાલા હતા. કુરઆને મજીદમાં રસૂલ (સલ.) નેજ ફકત બીવીયોંવાલા નથી કહેવાયો બલ્કે દરેક રસૂલને બીવીયોંવાલા કહેવાયો છે.

ધ્યાનથી સાંભળો!

"અમે (ખુદાએ હે નબી) તમારાથી પહેલા ઘણા રસૂલો મોકલ્યા અને તેમને બાંવીયોં અને અવલાદો આપી."

એ માટે કે રસૂલો (અલ.) ઇન્સાની વંશ માટે નમૂના રૂપે આવ્યા હતા જો તેઓ સ્ત્રીઓ ન કરશે તો આખી ઉમ્મત (અનુયાયીઓ) ન કરશે, જેથી ઇન્શાની વંશનો અંત આવી જશે. માટે બીવીઓવાલા હોવું નબી માટે ઝુરૂરી છે, નહી તો દુન્યાની તબાહી અને બરબાદી છે.

હુસ્ને યૂસુફ દમે ઈસા યદે બયઝાદારી,
આંચે ખુબાં હમા દારન્દો તૂ તનહાદારી.



# પ્રકરણ ૧૩ મું.

## દયાનંદ વેદોંવાલા.

રંગીલા મહાશયે પોતાના ગુરૂ સ્વામી દયાનંદને એક માનનીય ઉપનામ વેદોંવાલા આપ્યો છે જે માટે લખે છે

"ઋષી દયાનંદકા નામ પંજાબમેં વેદોંવાલા પળને લગા હય. ઋષીકા કામ વેદ, ઋષીકા પયગામ વેદ, ઋષી કી હયાત [જીવન] ઋષીકા વફાત [મરણ] વેદકી ઇશાઅત [પ્રચાર]કા વસીલા હુઈ. ઋષીકા સાંસ સાંસ [શ્વાસોશ્વાસ] વેદકી કિરાત [ભણતર] થી. વેદોંવાલા મન ભાવના નામ હય. યે નામ લિયા અવર ઋષીકે દિલકો પા લિયા ઋષીકી રૂહકો ભાંપ લિયા."

(રંગીલા પૃષ્ઠ ૪૮)

આર્ય કર્તા પોતાનો મત દર્શાવવાનો હક ધરાવે છે પણ પબ્લિકનો મત દર્શાવવાનો તેને કોઇ હક નથી. આજ સુધી કોઇ પુસ્તક કે વર્તમાન પત્રમાં સ્વામી દયાનંદને વેદોંવાલા નથી લખવામાં આવ્યું. વેદોના વિરોધીઓ (દેવ સમાજી અને શીખો) તરફથી જે મત દયાનંદજી માટે પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તેને તો અમે જાણી જોઇને છોડી દીધો છે પણ વેદોના માનનારા હિન્દુઓનો મત દર્શા

| લાન્નચ અમે થોભાની શકતા નથી કેમકે મહાશયજી તે સર્વ
માનનારાઓ તરફથી પ્રતિનિધી તરીકે પોતાને રજુ કરી રહ્યા
ાને એજ માટે અમે દેખાડવા માંગીએ છીએ કે આ મત
ાયજીનો પોતાનો મત છે,-કવમનો અને દેશનો મત નથી.
ઓ તરફથી જે દયાનંદજી સંબંધી લખાણો નીકળતા રહે છે
દેખાડવામાં આવ્યું છે કે સ્વામી દયાનંદજી વેદો ઉપરાંત
ધાર્મિક પુસ્તકોના હવાલાઓ પણ ખોટા આપતા હતા. જે
સનાતન ધર્મ પ્રચારક (અમૃતસર) તરફથી ટ્રૅકટોની હાર-
માં ટ્રૅકટ ના. ૨૩ થી અમે દસ પુરાવાઓ નકલ કરીએ છીએ,
ખબર પડી જશે કે રંગીલા મહાશયનું દયાનંદજીને વેદોવાલા
ું આ કડી મુજબ થશે.

**પીરાં નમી પરન્દ મુરીદાં હમી પરાનંદ.**

(ગુરૂઓ નથી ઉડતા પણ શિષ્યો તેમને ઉડાવે છે.)

**સમાજી મિત્રો! સનાતન ધર્મી પંડિતોના લખાણો વાંચો**
**શાન્ત ચિત્તે વિચાર કરો.**

## સનાતન ધર્મી ટ્રૅકટ નાં. ૨૩.

**સ્વામી દયાનંદજીની દસ મહાન ગલ્તીઓ.**

**૧ પ્રશ્ન-સૃષ્ટીની આદિમાં એક મનુષ્ય ઉત્પન્ન થયું**
**હતું કે અનેક થયા હતા?**

ઉત્તર-અનેક આદ્ય ઇશ્વર રિપ સૃષ્ટીમાં ઉતપન્ન થવાને જે જીવોના કર્મો હતા તે જીવનો આદિ સૃષ્ટીમાં ઇશ્વરે જન્મ આપ્યો.

"મનુષ્યા ઋષયશ્ચાયે તતો મનુષ્ય અંજાયત એયજુર્વેદ તથા બ્રાહ્મણ ગ્રંથનું વચન છે."

(સત્યાર્થ પ્રકાશ સમુલ્લાસ ૮ મો પૃષ્ઠ ૨૦૦ ગુજરાતી આવૃતિ)

આ પ્રમાણ જે અમે ઉપર સત્યાર્થ પ્રકાશમાંથી ટાંકયો છે જેને સ્વામીજી લખે છે કે યજુર્વેદમાં છે તે માટે અમારો દઅવો છે કે આ શ્લોક યજુર્વેદ તો શું ચારે વેદમાંથી એકે વેદમાં નથી. માટે કિવા આર્ય સમાજી આ પ્રમાણ યજુર્વેદમાં દેખાડે નહિ તો સ્વામી સાહેબને જુઠું બોલનાર ઠેરવે, માટે સમાજીઓને આ પ્રમાણ યજુર્વેદમાં દેખાડવું પડશે નહિ તો સ્વામી દયાનંદનું વેદ મંત્રના શબ્દોને ઉધું સીધુ કરીને એક મંત્ર બનાવી લેવું કયું ઋષીપણું છે? મહર્ષી મનુજી લખે છે કે,

"વેદની નિંદા કરનાર નાસ્તિક છે"

પરંતુ જે વેદના નામે મંત્ર બનાવે છે તે કોણ છે? દાના સમજી લે.

૨ "પ્રશ્ન-મનુષ્યોની આદિ સૃષ્ટી કયા સ્થળમાં થઈ? ઉત્ત.-ત્રિવિષ્ટિપમાં એટલે ટિબેટમાં.

(સ. ૮ મો પૃષ્ઠ ૯ મો.)

સ્વામીજીનું આ લખવું કે મનુષ્ય ત્રિવિષ્ટિપમાં એટલે ટિબેટમાં જન્મ્યો ખોટું છે. સમાજીઓનો આ ખિયાલ છે કે જે વાત વેદમાં લખેલી હશે તે માન્ય યોગ્ય છે માટે અમારો દઅવો આ છે કે સૃષ્ટીનું જન્મ પામવું વેદોથી આંખ વિચામણા કરીને કોઇ અમારા ઋષીએ પણ નથી લખ્યું અને ઋષીને પણ તજી દો તો કોઇ પ્રાચીન ઇતિહાસનો પુરાવો જે આપ્ત પુરૂષે કહ્યું હોય સમાજીઓ પાસે નથી. બીજી વાત જે સ્વામીજીએ લખી છે તે પણ વિચારવા યોગ્ય છે અને ખોટુ બોલવા સિવાય પંડિત દયાનંદ કોષથી પણ અણજાણ દેખાય છે અમારો દઅવો છે કે સર્વ સંસ્કૃતની કોષોની તપાસ કરી નાંખો તો ત્રિવિષ્ટિપા અર્થ ટિબેટના કોઇ કોષથી નહિ નીકળશે.

૩ પ્રહલાદની કથા ભાગવતથી નકલ કરતાં લખે છે કે,

"પછી તેણે અગ્નિમાં એક સ્થંભ ધગાવી પ્રહલાદને કહ્યું કે તારો ઇષ્ટદેવ સામ સાચો હોય તો આને પકડ પ્રહલાદ પકડવા તો ચાલ્યો પણ મનમાં શંકા થઇ કે હું બળવાથી બચીશ કે નહિ? નારાયણે આ સ્તંભ ઉપર ન્હાની ન્હાની કીડીઓની હાર ચલાવી."

(પૃષ્ઠ ૬૧ સ. ૧૧)

અમારો દઅવો છે કે શ્રીમદ ભાગવતમાં એમ આવ્યું નથી કે પ્રહલાદને શંકા થઇ અને નારાયણે ન્હાની

ન્હાની કીડીઓની હાર ચલાવી એથી સ્પષ્ટ જણાય છે કે દયાનદજીએ કદી શ્રીમદ ભાગવતને જોઈ નથી.

૪ થા સ. ૧૧ પૃષ્ઠ ૬૨ પર લખે છે.

"હવે પૂતના અને અકુરૂજીના વિષ્યમાં જુઓ 'સ્થેન વાયુ વેગેન જગામ ગોકુલંગ પ્રતિ' નાગરી ભાષાની આવૃતિ બીજી ને ત્રીજીમાં સત્યાર્થ પ્રકાશમાં એકજ શ્લોક છે. ઉર્દુની બીજી ને ત્રીજી આવૃતિમાં હવાલો કોઇ નથી ત્રીજી આવૃતિ ઉર્દુમાં જુદા જુદા કકડા કરીને હવાલો આપ્યો છે પણ અમારો દઅવો છે કે નાગરીની બીજી અને ત્રીજી આવૃતિમાં જે શ્લોક ભાગવતના નામે લખ્યો છે તે ભાગવતમાં નથી.

૫ "વેદ પઢ્હત બ્રહ્મા મરે ચારોં વેદ કહાની નજાને બ્રહ્મા જ્ઞાની આપ પરમેશ્વર."

ગુરૂ નાનકજીને વેદોનો શતરૂ કહેતા દયાનંદજી લખે છે કે ઉપલી કડી તેમની છે પણ અમારો દઅવો છે કે ગુરૂ નાનકજીએ આ કદી કહ્યુંજ નથી અને ગુરૂ ગ્રંથ કિંવા કોઇ ભરોસાપાત્ર ગ્રંથમાં પણ આ કડી નથી.

૬ 'વિવિધા નિચ રત્નાનિ વિવિકતે પ્રુપ પાદયેત."

(મનુઅધ્યાય ૧૧)

ન્હાના પ્રકારના રત્ન અને સુવર્ણાદિધન સંન્યાસીઓને આપવા (સ. ૫ મો પૃષ્ઠ ૧૧૬)

આ શ્લોક જે મનુજીના નામે લખ્યો છે તે મનુસ્મૃતિ માં છેજ નહિ કેમકે સ્વામી સાહેબ સન્યાસી હતા અને વૈદિક ધર્માનુસાર સન્યાસીને દ્રવ્ય વિગેરે રત્ન રાખવું મના છે તે માટે આ શ્લોક લખ્યો પરંતુ અમારો દઅવો છે કે આ જાતનો શ્લોક મનુસ્મૃતિમાં છેજ નહિ.

૭ પંચ મહાયુગ બુદ્ધિમાં સ્વામીજી ગાયત્રીમંત્ર સંબંધી લખે છે કે

"આ મંત્ર એજ પ્રકારનો ચાર વેદમાં છે" પણ અમારો દઅવો છે કે આ મંત્ર એજ પ્રકારનો અથ-ર્વેદમાં નથી.

૮ "પ્રશ્ન–આર્યવર્તની આવાધ" કયાં સુધી છે ?

(પૃષ્ઠ ૨૦૨)

એના ઉત્તરમાં મનુસ્મૃતિના બે શ્લોક આપ્યા છે જેથી આર્યવર્તની ચારે દિશાઓ દેખાડી છે. અફસોસ એના બીજા શ્લોકમા સ્વામીજીએ જુઠાણાથી કામ લીધું છે, વાંચકો જરા શાન્ત ચિત્તે મનુસ્મૃતિ કાઢે અને સ્વાજીનું પુસ્તક કાઢે પહેલો શ્લોક જે આર્યવર્તની હદ દેખાડે છે ત શબ્દે શબ્દ ખરો છે. અને જેમનો તેમ છે પણ આગળનો શ્લોક જે લખ્યો છે તેમાં છેવટનો ભાગ પોતાની તરફથી ઉમેર્યો છે મનુસ્મૃતિમાં શબ્દ "બ્રહ્મા વર્તમ" હતો જેને બદલે સ્વામી દયાનંદ "આર્યવર્તમ"

બનાવીને આ શ્લોકને આર્યવર્તની હદ દેખાડનાર બનાવી દીધો છે. જેથી સ્વામીજીનો ધર્મ, સત્યતા અને ઇમાનદારીનો પુરતો પુરાવો મળે છે.

૯ 'પચ વનિષે' તતો વર્ષે પુમાન્નારીતુ ષોડશે"

આ સુશ્રતના સુત્રસ્થાન ૩૫ માં અધ્યાયનું વાકય છે.

(પૃષ્ઠ ૩૭ સ. ૩ જો)

અમારો આ દઅવો છે આ શ્લોક સુપ્રસ્થાનમાં નથી (પૃષ્ઠ ૩૨૭) પર લખે છે કે,

"જયારે વેદ મતને સ્થાપી ચુકયા અને વિદ્યા પ્રસારવાનો વિચારજ કરતાં હતા કે એટલામાં બે જિની બહારથી નામના વેદ મતના સાહાયક અને અંદરપેટે પાકા જિની અર્થાત કપટી મુની હતા શંકરાચાર્ય તેમની ઉપર ઘણા ખુશ હતા ઉભયે પ્રસંગ જોઇને શંકરાચાર્યને એવી વિષ પૂર્ણ વસ્તુ ખવરાવી કે તેમની ભૂખ ઓછી થઇ ગઇ એ પછી તેમના શરીરમાં ફોલ્લા થઇ ગયા જેથી છ માસની અંદર મરણ પામ્યા"

આ વાત કોઈ ભરોસાપાત્ર ઇતિહાસમાં નથી કોઈ શંકર દગેજીઆથી આ પુરવાર નથી થતો કે બે જિનો એ સ્વામી શંકરાચાર્યને વિષપૂર્ણ વસ્તુ ખવાડી આર્ય સમાજીઓને જોઈએ કે તેઓ એવા કોઈ શંકર દગેજી-

આની તપાસ કરે નહિ તો સ્વામી દયાનંદને જુઠુ બોલનાર જાણીને તેનાથી પોતાનો સંબંધ વેગળો કરી લે.

(લેખક મિહનત ગોકળદાસ
મૅનેજર સનાતન ધર્મ પ્રચારક મંડળ
અમૃતસર)

(સનાતન ધર્મ પ્રેસમાં આ હેંડબીલ છપાયો.)
(અમૃતસર)

આ તો હિંન્દુઓનો મત છે જેના અમે જવાબદાર નથી હવે વેદો સંબંધી દયાનંદજીનો વર્તાવ અમારી જવાબદારી પર સાંભળીએ છીએ જેથી ખબર પડી જાય કે મહાશયનો મત કયાં સુધી ખરો છે.

હિન્દુઓમાં પ્રાચીન કાળથી આ શ્રધ્ધા ચાલી આવે છે કે વેદોના બે ભાગ છે ૧) સંગિતા ૨) બ્રાહ્મણ પણ સ્વામી દયાનંદ બ્રાહ્મણ ભાગને વેદોથી જુદો કરીને આકાશ વાણી નથી માનતા
(જુઓ ઋગવેદ ભુમિકા દયાનંદજી કૃત)

વેદોના નામોમા ફેરફાર કરવું તો ઠીક શું હિન્દુઓની માન્યતા મુજબ વેદોને અધુરા કરનારા પણ વેદોવાલા કહેવાઇ સકાય છે? હા વેદોવાલા શબ્દથી જો વેદોને ખરાબ કરનારનો અર્થ થતો હોય તો હિન્દુઓને કદાચ આ ઉપનામ પર વાંધો નહિ રહેશે.

સ્વામી દયાનંદ કુંવારા એટલે માનુશી વશનો અંત આણનારા અને ગુસ્સાને વશ થઇ જનારા હતા.

આ તો હિંન્દુઓ અને સમાજીઓની અંદરની હાલત છે હવે અમે અમારી શોધ મુજબ એક નવિન નમુનો સ્વામી દયાનંદ સંબંધી દેખાડીએ છીએ સ્વામીજીના જીવનની વર્ણવા લાઇક બાબત આ છે કે તેઓ આખું જીવન કુવારા રહયા ધાર્મિક માર્ગ દર્શકો પોતાનો અનુકરણ માટે નમુના રૂપે હોય છે જો સર્વે આર્ય સમાજીઓ તેમનું અનુકરણ કરી તેમની જેમ કુંવારા રહે તો તેમના વંશનો અંત આવી જાય એ માટે અમારા શિર્ષકનો એક ભાગ સર્વાનુમતે માન્ય છે કે સ્વામી દયાનંદ માનુષી વંશનો અંત આણનાર હતા. હવે બીજા માટે જગ જાહિર છે કે ધાર્મિક માર્ગ દર્શક તેજ થઇ શકે છે જે પોતાની ઉપર કાબૂ ધરાવી શકે પછી જોઇએ તેટલા ક્રોધનો પ્રસંગ આવે તે વખતે પણ પોતાના નફ્સ પર કાબુ ધરાવતો હોય અને ખાસ કરીને ધાર્મિક અને નૈતિક કૃત્યોમાં તેનો મત ડગમગ થાય નહિ આજ પ્રસંગ તેની પરિક્ષાનો છે એ અર્થમાં કોઇએ ખરૂં કહયું છે.

દર્યાએ ફુરાવા ન શવદ તયરા બસંગ

આરિફ કે બિરન્જદ તંગ આબસ્ત હનોઝ,

(અર્થ જેવી રીતે જોશ મારનાર સમુદ્ર સાધારણ કાંકરીઓ નાખવાથી મેલો થતો નથી તેવીજ રીતે ખુદાને ઓળખી જનાર આરિફ ક્રોધ અને ગુસ્સામાં ખરડાતો નથી અને જો ખરડાય તો સમજી લો કે તે હજી ઓછા પાણીમા છે.)

મહાશય સજ્જનો! આવો આ પવિત્ર સિધ્ધાંત હેઠળ અમે સ્વામી દયાનંદના જીવનની તપાસ કરીએ સ્વામીજીનું મોટું જીવન

## લોકો

"સાદિક" માસીકના અંક માટે કેમ અધીરા બની રહે છે?

## —: કારણ કે :—

(૧) "સાદિક" આર્યોને જડબાતોડ જવાબ આપતો રહે છે.

(૨) "સાદિક" ઇસ્લામી ઇતિહાસનું સાહિત્ય પુરૂં પાડે છે.

(૩) "સાદિક" કવમ સુધારાના રસિક ટુંક તેમજ ચાલુ વાર્તા આપે છે.

(૪) "સાદિક" કોઇની પણ પરવા કર્યા વગર સત્ય વાતનો સત્ય અભિપ્રાયજ પોતાની નોંધમાં લખે છે.

(૫) "સાદિક", કસાયલી કલમના લેખકોના લખાણોથી પ્રગટ થય છે.

ત્યારે તમારે પણ એ બધી વાનગીઓનો લ્હાવો લેવો હોય તો આજેજ "સાદિક" ના ગ્રાહક બનો વાર્ષિક લવાજમ રૂા. ૨-૮-૦ પોસ્ટેજ સાથે.

લખો:—મેનેજર.

"સાદિક" કાર્યાલય.

રાંદેર, જી. સુરત.

ચરિત્ર ઘણા ધ્યાન અને વિચાર પછી લખાયલું છે તો પણ એમ સ્વામીજીના જીવનના બે ભાગ દેખાય છે પહેલો ભાગ કેળવણી પહેલાંનો યુવાનીનો છે એ માટે તો કંઇ કહેવાની અગત્ય નથી. કયો નૈતિક પાપ છે જે આ વયમાં સ્વામીથી નથી થવા પામ્યો? મોટું બોલવું બુરી સોહબત એટલે સુધી કે ભંગ વિગેરે પાનનું પીવું પણ દેખાય છે. જે માટે તેઓ કહે છે કે.

"તે જગ્યાએ મ્હને એક મ્હોટો અચળ લાગ્યો એટલે મ્હને ભંગ પીવાની ટેવ પડી ગઇ."

(જીવન ચરિત્ર મોટું પૃષ્ઠ ૧૯)

રંગીલા મહાશયે રસૂલ (સલ૦) ની નુબુવ્વત પહેલાની પચીસ વર્ષની ૧ ઝિન્દગી પર પણ આક્ષેપો કર્યા છે જેનું મુળ તેના મન અને ભેજાનું ઘડેલું છે, પરંતુ અમે તેના ગુરૂનો પ્રાથમિક જીવન પર ટીકા નથી કરતા કેમકે તે પોતે સ્વામીજીના અને સમાજીઓના કહેવા મુજબ ટીકા કરવા લાઇક નથી પરંતુ આ કડીમુજબ છે.

**તન હમા દાગ દાગ શુદ પુમ્બાં કુજા કુજા નહમ**

(અર્થ શરીરમાં છિદ્ર છિદ્ર થઇ ગયા છે અને રૂની જેમ તેના ટુકડાઓ ઉડી કયાં જઇ રહયા છે તે પણ સમજાતું નથી) એ માટે અમે આ શિર્ષક હેઠળ તેમના જીવનનું તે ભાગ તપાસાર્થે લઇએ છીએ જે તેમની રિફાર્મરી અને ધર્મ પ્રચારનો કાળ છે અમારો શિર્ષક આ છે કે સ્વામીજી **ગુસ્સાને વશ થઇ જનારા** હતા આ દાવાનો પુરાવો સાંભળો સ્વામીજીના મોટા જીવન ચરિત્રમાં લખ્યું છે

"બીજી દિવસે સ્વામીજીએ મૂર્તિ પૂજા ખંડન પર વ્યાખ્યાન આપ્યું એમાં મહમૂદ ગિઝનીનું આવવું અને તેના હુમલાઓથી દેશના ધનને હાની પોહોંચવાનું અને મંદિરોમાં સ્ત્રીઓના જવા અને ત્યાંની દુર્દશાનું વિગતવાર વર્ણન કર્યું, જેમાં કોઇ માણસે ઘરની ઉપર પશ્ચિમ બાજુએથી પ્રશ્ન કર્યો કે તમે આ ફરમાવ્યુ કે સ્ત્રીને ઉચ્ચિત છે કે એકજ વાર પોતાના પતિ પાસે જાય એટલે વ્યભિચાર ન કરે પણ જેનો પતિ વેશ્યા પાસે જાય તેની પત્નિ શું કરે તો તેઓએ કહ્યું કે તેની પત્નિ એક બળવાન પુરૂષ રાખી લે."

(પૃષ્ટ ૩૫૫)

આર્ય સજ્જનો! સ્વામીજીનું આ ઉત્તર ધાર્મિક હુકમ છે કે ક્રોધ દર્શાવ્યો છે? શું કોઇ ધાર્મિક ઋષી, સાચો રિફોર્મર, કવમનો માર્ગ દર્શક, ખુદાનો વ્હાલો ગુસ્સાના આવેશમાં ધર્મ વિરૂધ્ધ એવો અનિતિ ભર્યો હુકમ આપી શકે છે? એ સિવાય અમે નથી જાણી શકતા કે સ્વામીજીને ગુસ્સો કઇ વાત પર આવ્યો? પ્રશ્ન સાધારણ હતો, એથી કઠણ પ્રશ્નો અમ ઉપદેશકો અને મવલવીઓથી થતા રહે છે પણ સ્વામીજી એવા ક્રોધાયમાન થયા કે પોતાનાથી બાહિર થઇ ગયા સ્વામીજીના ક્રોધાયમાન થવાનો દાખલો અમે આ પુસ્તકમાં પણ દેખાડી ગયા છીએ બીજો આ છે. આશ્ચર્ય છે કે સ્વામીજી ક્રોધને કેટલી જલ્દી વશ થઇ જાય છે. અમે હેરાન છીએ કે એક પારસા સ્ત્રીને માત્ર તેના પતિની

અજ્ઞાનતા માટે એક બળવાન પુરૂષ રાખવની રજા મળે છે બલ્કે હુકમ થાય છે. ખચિતજ દુન્યાના રિફોરમરીના ઇતિહાસમાં અમે એક પણ દાખલો એવો નથી જોયો.

કત્લે આશિક કિસી મઅશૂક સે કુછ દુર ન થા.
પર તેરે ઓહદસે આગે તો યે દસ્તૂર ન થા.

માટે આ હવાલાઓની બિના પર જો સ્વામી દયાનંદજીને.
માનુષી વંશનો અંત આણનાર અને ગુસ્સાને વશ થનાર
કહેવામાં આવે તો વાંધો નહિ આવશે.

ગુસ્સાવાલા કહ્યું અને સ્વામીજીને મેળવી લીધુ
ઉસ નાઝની કો દેખના જવહર ન છેળના.
ગર રૂઠ ભી ગયા તો મનાયા ન જાએગા.



# પ્રકરણ ૧૪ મું.

## પ્રાર્થના કબૂલ કરનાર ખુદાની દરબારમાં મુનાજાત

હે મુઆફ કરનાર મહા કૃપાળુ! તું જાણે છે કે મારો ઇમાન છે કે રસુલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) અને તેમની અઝવાજે મુતહ્હિરાત (પાક બીવીઓ) સો તારી નઝદીક સાચા બંદા છે. એ માટે તારા હુકમ.

"અમને મુસલમાનોનું મૃત્યુ આપ અને અમને સદ સંતો ભેગા કર."

હેઠળ તારીજ સહાયથી તેમના તરફથી રહિઓ આવ્યો છે માટે હે મારા મનના ભેદોને જાણનાર ખુદા! તું આ સેવાના બદલામાં મને અને તેઓને જેઓએ આ કાર્યમાં મારી કોઇપણ પ્રકારની સહાય કરી હોય, સૌને તે સાચાઓ સાથે મેળવી દે.

મન ન ગૂયમ કે તાઅતમ બિપઝીર
કલમે અફ્વ બર ગુનાહમ કશ.

(અર્થ હું નથી કહેતો કે મારી બંદગીને કબુલ કર પણ તારી ક્ષમાની કલમને મારા પાપો પર ચલાવી દે અર્થાત મુઆફ કરી દે.[

તારી કૃપાનો આશાવાદી

અલ્લાહના દીન ઇસ્લામનો સેવક,

**અબુલવફા સનાઉલ્લાહ કફાહુલ્લાહ,**

( અમ્રિતસરી )

સમાપ્ત.

હૈદરાબાદના વડા પ્રધાન,

મહારાજા ... કૃષ્ણપ્રસાદ બહાદુરનો અભિપ્રાય.

મુકદ્દસ રસૂલને સેવકે બરાબર વાંચી રંગીલા રસૂલ પ્રગટ કરીને આર્ય સમાજે પોતાની સભ્યતાનો જે નમૂનો બાહિર પાડયો છે, તે સમાજી સાહિત્યની દિલ દુઃખાવનાર ઉદ્ધત ભાષાની ખુસૂસિય્યતમાંનો એક છે. એનાથી આર્ય સમાજના સ્થાપકના નૈતિક શિક્ષણ ઉપર ડાઘ લાગે છે. આ સેવક કળી સકતો નથી કે પોતાના ગુરૂને આ પ્રમાણે બદનામ કરવા માટે તેમના અનુયાયીઓ શેને મંડયા છે:-

દુશ્નામ બમઝહબે કે જાઇઝ બાશદ.
મઝહબ મઅલૂમ વ અહલે મઝહબ મઅલૂમ,

(જે ધર્મમાં આળ ગાળની છુટ હોય તે ધર્મની અને તે ધર્મવાળાઓના રંગ ઢંગ વિષે પુછવા પણું રહેતુંજ નથી)

આર્ય સમાજી ભાષાની ઉધ્ધતાઇ અને વાણીની બેઅદબી પ્રત્યે ઇસ્લામીઓએ જે ધીરજ અને શાન્તિ દેખાડી છે તે હઝરત રસૂલ (સલ૦) ના બોધ " કે હું નિતિના ધોરણને પરિ પૂર્ણતાએ પોહોંચાડવા આવ્યો છું" બોધ ઉપર પૂરો અને વ્યવહારૂ અમલ છે. આપે રંગીલા રસૂલનો જવાબ જે નમનતાઇ અને સભ્યતાઇથી લખ્યો છે તે ઇસ્લામના પયગમ્બરના નિતિના ધોરણનો ઉચ્ચ આદર્શ છે આપે અસત્યતા, દંભ, ધર્માંધ પણા અને જકકી પણાના તે પરદાઓ ચીરી નાંખ્યા જેમની પાછળ રંગીલા મહાશયે મુકદ્દસ રસૂલના પવિત્ર અને અપવાદ રહિત જીવનને ઢાંકી દેવાનો પ્રયાસ કર્યો હતો આપે બનાવોના સંશોધનમાં જે વિશાળ જ્ઞાન દેખાડયું છે તે, ખરૂં પુછાતો આપનુંજ કામ હતું. આપે ઇસ્લામની આ સેવા કરી છે જેની આ વેળા ખરેખર ઝુરૂરત હતી....આર્ય સમાજીઓના નકામા આઘાતોનો જે નિપૂણતાથી જવાબ આપ્યો છે તે ખરેખર સંતોષ અને ઉપકાર પાત્ર છે. અલ્લાહ આપની ઇઝઝત અને ઝિન્દગીમાં વૃદ્ધી કરે.